અવસ્તા—નેમસ્તે અહુરમજદ થરીસચેદ.

અરથ—નમુસ હોરમજદને ત્રણ મરતબે.



## અવસ્તા.

નેમો જરથોશતરહે સપેતામહે અશોનો ફ્રવશી.

## અરથ.

નમુંચ જરથોશત સપીતમાંનનાં અશો ફરોહરને.

# ઇનતેખાબે વંદીદાદ.

અથવા

## વંદીદાદ નામના જરથોસતી ધરમ પુસતકનો સાર.

છપાવી પરગટ કરનાર,

**મોબેદ રતનજી રૂશતમજી કાંગા.**

મુંબઈ મધે:

ધોબીતલાવપર વરતમાંન છાપાખાનામાં

મનચેરજી હોસંગજી જાગોસે છાપીઓ છે.

સને ૧૨૫૦ ઇઅજદેજરદી.

સને ૧૮૮૧ ઇસવી.

# બનાવનારના વીચાર.

નીરંજન નીરઆકાર મીનો સાહેબ જે,
નહી જનમેલો નહી આકારવાલો જગત કરતા તે.
નહી કોઈનો આધાર જલકતું નુર છે જે,
મુકરર જગા નહી રેહનારો સરવેમાં મલતો છે તે.
ભલાઈનો ભંડાર સઘલા ગુંણોમાં માહેર જે,
ખુબી જેની અપરમપાર બુરાં કાંમની બાહેર તે.
તે હશતીના સાહેબને પીછાંણે જે,
જે પોતાની મન શકતી વાપરે તે.
પુરથવીનો બાપ કહીએ જે,
કુલે જીવદારનો પાલણ કરેછે તે.
પેગમબરોની સચાઈપર ધેઆંન આપે જે,
તેનાં ખરાં ફરમાનોપર અમલ કરે તે.
ખરો પેગમબર જરથોશત થઈ ગીઓ જે,
જેની ફીલશુફીની તારીફ રેહી ગેઈચ તે.
મા બાપોની મેહેનતની કદર જાણે જે,
તેઓની હએઆતીમાં ખરો બદલો આપે તે.
ભલાં માએ બાપ હોએ બચાંનાં જે,
પોતાની ધરમની ખુબી પેહેલી સીખવે તે.
પરણીપીઓગી કામ કરવા ચાહે જે,
પોતાપર પરતી શકતી નહી શમજે તે.

ભલું ઈનશાંન હોએ આ દુનીઆમાં જે,
રાજા ને પરજા એક શમજે તે.
હીંમતવાંન નર આ દુનીઆમાં જે,
વાઘ અને બકરી શાથે બાંધે તે.
શાબુરીવાલું ઈનશાંન હોએ જે,
પોતાનાં દુખનો ગમ નહીં ધરે તે.
અપંક્ષપાત ઈનશાંન કહીએ જે,
મતલબ ને ખુશાંમત નહીં રાખે તે.
શખાવતે બાહાદુર ઈનશાંન હોએ જે,
શખાવત કરી લોક જાણું નહીં કરે તે.
ખરો દોલતમંદ નર કહીએ જે,
પોતાનો કોઈ ભરમ નહીં ખોલે તે.
પહરેજગાર ને પવીતર નર હોએ જે,
પોતાના ધરમની ખુબી પીછાંને તે.
ગુનેહગાર ને ચુગલીઆ હોએ નર જે,
પોતાનાં પેટને વાસતે વેઠ કરે તે.
આંધલો ને બહેરો હોએ નર જે,
જોતાં ને સાંભલતાં અખાડા કરે તે.
હું નમનતાઈથી અરજ કરી માંગુંચ એ,
ભલો નર જે કે ખરા વીચાર આપે તે.
જાહેર વીચારના આપનારા કહીએ જે,
ભુલચુક શુધારી વાંચી ધેઆંન આપે તે.



## દી બા ચોઃ



નીરનજન નીર આકાર નહા કોઇનો આધાર. એટલે જે નહીં જનમેલો, નહાં આકારવાલો, નહીં કોઇના આધારે ટકનાર, હુવો ભુ... મીનો શાહેબ, જગતને હસતીમાં લાવનાર, બંને જાંહાંનની રચના કરનાર સાહેબનાં બરખતી નાંમની યારીથી, અને વખશુરે વખશુરાંન જર થોસતરે શપીતમાંન સાહેબનાં રૂહુ ઊપર હજારો હજાર આફરીન કરવા બાદ તે પેગંમબરોના પેગંમબર સાહેબ ખોદાતાલાની હજુરમાં પોંહાંચી તેના તમાંમ ભેદોથી વાકેફ થઇ આપણ જર થોશતીઓને વાશતે હકની દરગાહથી ફરમાંનો લાવેઓ. એટલે હોનવર પડેઓ, હોનવર તે ઇઅથાઅહુવેરીઓ જે પઢવામાં આવેછે તેને કહેછે. તેના બોલો ૨૧ છે પણ હાલ ચાલુ લો ગતથી આપણે તેર બોલોમાં પટીએ છઇએ. તે એકવીશ બોલોને વાશતે એમ છે કે તેના દર એક બોલોથી આપણાં ધરમ પુસતકો રચાએલાં છે, જેને એકવીશ નુશક કરીનેબી કહેછે, તે નુશ કમાંનું ૧૯ મું દરેગોબીઓ નુશક છે જેમાં ઇ જશને, વીશપરદ અને વંદીદાદ નામના તરણ દફતરો શમાવેલાં છે. તેમાંનું વંદીદાદ નામનું

દપતર સંવત ૧૮૭૯ માં દશતુર પરાંમજી અશ પંદીઆરજી રબાડી પાશે પારશી પંચાતના મુખીઅ શાહેબો શર જમશેદજી જીજીભાઇ બેરોનેટ તથા શેઠ ખરશેદજી માંણેકજી સરાફ આગેવાંની રહેરી શખી દીલ શેઠ પરાંમજી કાવશજી બનાંજીનાં ખરચેથી પેહેલવીમાંથી ગુજરાતીમાં કરાવી તેની ચોકાશી કરવા શેઠ પરાંમજી કાવશજીએ દશતુરો જણ ચારને એકકી ચીઠી શને ૧૧૯૫ યઝદેજરદીનાં રોજ ૨૦ મો માહા ૯ મો કદંમીને દીને લખીને મોકલી તે ઘણી લંબાંણ હોવાથી તેનો મુખતેસર શાર લઇ જરથોશતી શાહેબોની ખાતરી કીજે થોડો ખોલાશો કરૂંચ કે, તે ચીઠીમાં લખેલી મતલબ આ પરમાંણે છે—તમો શાહેબોને બેઠક કરી આ તરણે પુશતકો તપાશવાની મેહેનત પરશે તો તેનો મોજદ શેવક મોહટી ખુશીથી તમારી ખીદમતમાં પોંહોચાડશે તે શાથે એ બાબદથી તમોને બેહેશતનો બેહેરો મલશે. ઇતીઆદી લખાંણ કરી દશતુરો ઊપર કાગજો લખેઆં. તેના જવાબ તે દશતુરો તરફથી આવેઆ તે નીચેપર માંણે. દશતુરજી મુલાંફીરોજનો જવાબ—જત તમે મોજદ આપવાને વાસતે લખીઊચ તે કાંઇ મેહેનત જરૂર નથી. જે કાંઇ મારી ખાંમ અકલમાં પોહોંચશે તેમાં કોતાઇ નહીં કરશ કમતરીન

દીનનો બંદો હાજર છે. દશતુર એદલજી દારા બજી શંજાણાંનો જવાબ—જત અરજ એ છે જે ગરીબ આજેજને ફુરશદ પરશે તે પરમાંણે હાજર રેહેશે શહી. દશતુર જમશેદજી એદલજી જામાશપ આશા તથા જામાશપજી એદલજી જામાશપ આશાનો જંવાબ—જત અરજ એ છે જે જે વખતી ફોરશત પરમાંણે હાજર થઈએ શહી. પછી બેં ચાર મરતબે ફરી ફરી તે દશતુર શાહેબો ઊપર ચીઠી પેલા શેઠોએ લખી જે તમો તપાશવાને મુકરર દાહડો ઠેરવતા નહીં, જેથી ઠેડવેલી જગા ઊપર તરણ દશતુરો હાજર થયા, પણ દશતુરજી શાહેબ એદલજી દારાબજી શંજાણાં કંઈ કારણ સર હાજર થયા નહીં. આ બાબદ દીબાચામાં ઘણી લંબાણ છે, પણ મારે તો ટુક શારજ શમજાવોચ જેથી કાંઈ કુંશપ જેવું બને નહીં, અને ભલાં કાંમમાં હરકત થાએ નહીં તેમ સમજીએચ. પછી પેલા તરણ દસતુરો અને આ વંદીદાદનો તરજુમો કરનાર દશતુર ફરામજી અસપંદી આરજી રબાડી તથા મુખીઅ પંચાતના તરણ ગરહશથો અને બીજા બે કાબેલ શખશો મલી જણ નવ દાદીશેઠનાં આતશ બેહેરામનાં કેબલાની શબમુખ ઊભા રહી બોદાને

હાજર જાણી ચોકસ કીધેલાં તરંણે પુશતકોમાં મારો દસતુરોએ પોતાની શહી કરી છે. અને શર જમશેદજી જીજીભાઈ બેરોનેટ તથા શેઠ ખરશેદજી માંણેકજી સરાફ તથા શેઠ ફરાંમજી કાવજી તથા શેઠ ફરદુનજી મોબેદ મરજબાંનજી તથા મનચેરજી કેકોબાદજી મુલાંફીરોજી, એ પાંચે શાહુઓએ શાખ કરી છે. હવેંતે વંદીદાદના ઉતારા હાથના એક બીજા ઉપરથી ઘણી ગમ થાંએલા છે. તથા ઇ૦ સ૦ ૧૮૪૨ માં મુંબાઈની રાયલ એશીઆટીક શોસાઇટીએ પણ તે શીલા છાપાપર છપાવેઓછે. વલી એ૦ કાવશજી એદલજી કાંગાએ સને ૧૮૭૪ માં વેશટરગાડના પુશતક ઉપરથી વંદીદાદનું અરથનું એક નાંમીચું પુશતક કાહાડયું છે,પણ કોઈ એવું પુશતક નીકલીઉ નથી જે ગરીબ જરથોશતીઓને ખુલ્લી ધરમ નીતીની શમજણ પડે અને તે પરમાંણે ચાલવાને બની આવે. વળી ગરીબ જરથોશતીઓને ખરીદ કરવાનેબી બની આવે તેથીજ હમોએ ઉલટ ધરી તેમ કરવાને ચોકશ ધારવા આપણા દશતુર સાહેબો તથા મુખીઅ અકાબર સાહેબોનો આશરો લેવા ગયા હતા. બંને તરફનો ખોલાશો મલેઓ હતો જે કોઈ તકરાર ઉભી થાએ નહીં તેમ કરવું. હમોએ તેઓ શાહેબોને કબુલાત પણ

આપી જેથી મુખીઅ શાહુબો તથા દસતુરજી શાહુબોની ખાતરી થવાથી તેવોએ આશરો આપી બનતી નકલો ભરી પોતાનાં મુબારક નાંમો લખી આપેઆં છે. જે નાંમોની ટીપ વાંચવાથી માહારા હમદીન શાહુબોની ખાતરી થશે. હવે મારી મુલ મતલબ આજે ૧૫ વરસ થયાં એવી છે કે બને તેમ કરીને નરમ યા ગરમ લખાંણ કરી જેતે વાતે આપણાં ધરમ વીશે દાહાડે દાહાડે જે બેદરકારી વધતીજાયછે અને આપણા પવીતર ધર મને જાંખ પોંહોંચતી જાએછે તે શાથે અથોર નાંન ટોલાને તથા રથેશતાર વાશતરીઓશ ટો લાને જુદદીન લોકોનાં તાનાંમાં રેહેવું પડેછે તથી કોઈબી તહરાંથી શુધારો થઇ ધરમનીતી પાછી પોતાની હશતી બતાવે તે શાથે ટોલાની આબાદી થાએ. તેમજ કોઇ એક તરફી યા બીજી તરફી તકરાર ઊભી કરવાની નેમ રાખી નથી, ફકત આપણા ટોલામાં ધરમ સંબંધી ઘણો ગુચવારો વધી ગીઓછે તે દુર કરવાની અને ટોલાની તથા ધરમની આબાદી ચાહવાની નેમ રાખીછે. તે મનશની ગવશની કોનશનીથી મારા અંતકરણથી લખુંચ. અમે ધણી તરેહથી વાં ચેલું છે કે આગલા વખતમાં અને હાલના એકશ ગરંથકરતાઓએ પોતાનાં પુશતકોમાં

કોઇ વીચારો જણાવેલા તેવા વીચારો શાંમને
કોઇ બીજા વીદવાંનો પોતાનો મારકો આપી
તકરારો કરતા હતા અને કરેછે અને તે તક
રાર ખરીછે કે ખોટી તે ઊપર તેવો ધેઆંન આપી
પોતાની કોઇ તકરાર યા ભુલ પાછી ખેંચતા હતા
ને ખેંચી લેછે એજ ખુશાલી ભરીઊ છે પણ આપણ
જરથોશતી વીદીઆરથી શાહુઓથી કોઇ જાતની
તકરાર ઊભી થઇ તો હુંજ ખરો, એવી કોઇ નીરુ
ભ્ય તકરારોનેબી કબુલ કરતા નથી. આર લાગ
વગ મીનતજારીથી પોતાનીજ તકરાર શીધ છે
એવું દેખારવા બીજાઓને પક્ષમાં લેઇ પોતાના
વીચારને વલગી રહી મારૂંજ ખરૂં છે
એવું લેઇ બેઠા છે જેથી તે વીશેનું શેવટ આ
વતું તો નથી. પણ ઊલટું એક બીજાની વીરૂધ
લખાંણો થઇ, આવતા વખતને વાશતે તેવું કોઇ
માથાજીકન મેલી જાએ એવું દીશેછે. પછી શો
બશો યા તેથીબી ઊપર વરશો ભરાઇ ગયાં કે
પલી પુરાની કેતાબો પુરાંનાં લખાંણો રહી જવા
થી જેના હાથમાં જેનું લખાંણ આવીઊ તે પછી
વાજબી યા ગેરવાજબી હોએ પણ તે ચોકસ
રૂપ ધરી તે વખતના લોકોબી ગુચવારામાં આવી
પડે તેવું બનેછે. આજે શેંકડો વરસ થયાં
આવો માંઠો દેખાવ ચાલુ છે અને દીન પર દી

તે વધતો જાયછે. તેથી શું તે ચાલુજ રહેશે કે ? જે શાહુઓ પચાશથી વધારે ઉમરના હશે તેવોએ તો પોતાની ખાતરી કરી લીધી છે કારણ કે હમો વરસ પાંતરીશ થઆં મુબઈમાં અતરેના દશતુર સાહેબોનો તથા મુખ્ય શેઠ શાહુબોનો અને આખા જરથોશતી ટોલાના તમાશો જોઇને પુરતી ખાતરી કરી ચુકા છઇએ તેનું કઇબી ચોકશ શેવટ આવીઉ નથી. ખોદાની પનાહ. હવે પછી મારા હમદીન દશતુર સાહેબો તથા મુખીઆ અકાબર શાહુબો નાં દીલમાં રેહેમદીલી ઉતરે અને કોઇબી તરે હથી ધરમની આબાદી થાવા શાથે ટોલાની કી રતીમાં વધારો થાએ તેમ કરશે તો ઇનશાલા ઓ તાલા તેમ બનવા વગર રેહેશે નહી.

વળી મારી નજર હજુર કેટલાંએક ધ રમનાં નાંમીચાં પુશતકો પરસીધ થયાં છે પણ તેવાં કોઇબી પુશતકો વીશે સરખી રીતે પોકારો થઓ નથી. પછી તે ખરો કે ખોટો પણ થોડો ભાગ તેવાં પુશતકોની તારીફ કરેછે તો થોડો ભાગ તેવાં પુશતકો ખોટાં છે એવો અવાજો બા હાર લાવેછે તેનું મુલ કારણજ એકે જાંહાં હશદ અદેખાઇ ગરૂરી અને મતલબને વાશતે આપ શવારથજ જડ ઘાલી બેઠી છે, તે જોશું તો આ

પણા જરથોશતીઓમાં ઘણી વધી ગઇ છે. હવે એમાં બનેચ એમ કે ગરીબ જરથોશતીઓનાં તથા દીનચુસ્ત લોકોનાં મનમાં શક નાંખવા સરખું બની તેઓને શકમંદ કરી નાંખેછે. અલબતાં કોઇબી કેતાબોમાં ભુલ આવતી હોશે પણ શેંકડો બાબદ વાજબી લખવા છતાં વખતે એક બે બાબદો ગેરવાજબી જો લખાઇ હોએ તો તેવી ગેરવાજબી બાબદને લીધે પેલી બધી વાજબી બાબદોને ખોટાંનું રૂપ લાગુ પાડેછે કારણ કે અ રશપરશના બોલનારા યા લખનારા તરફથી પેલી ભલી બાબદોની નોધ લઇ તારીફ કરવામાં આવતી નથી. ફકત ખોટીનુજ રૂપ આપી દીધાથી યા ખરી તારીફ કરતાં કોઇ ખોટી બાબદોને ઊઘાડી પાડતા નથી, અલબત લખનાર ચુકે તર નાર ડુબે પણ એકજ તરાંહનો વીચાર આપવાની ભુલ જાહેર લોકોમાં રહી ગઇ છે એજ દલગીરી ભરેલી વાત છે. આ ઊપલી બાબદો શરવે સાહેબોને વાસતે લખી નથી. ફકત મતલબી આઓનેજ લાગુ પાડેલી છે. હવે આ નાહાંનું પુશતક, જેને વંદીદાદનું ધરમ પુશતક કહીએ છઇએ, પણ ધારા પુશતકબી કહીએ તો ગેરવાજબી નથી કારણ કે હાલની ઇનશાફનીતીનાં ધારા આપણાં ધરમ પુશતકોમાં જાબજા આવેઆ છે

તેવાજ ધારાની આપણા ઈરાંની રાજોમાંબી ચોકસ શીક્ષાઓ કરવામાં આવતી હતી, તે આ પુશતકની હશતી થવાથી ચાલુ થઇ હોએ એવું ચોકસ થાએછે. તેજ ધારા નીતી દરએક ઊતરતાં રાજોમાં વપરાઈ હોએ તેમ ખરૂં રૂપ દેખાએછે. તેનું કારણ એજ કે જે રાંજો હશતીમાં આવી પગભર થયાં છે તે રાંજોમાં પોતાની ભાશામાં આગલી તવારીખના ઊતારા કરવામાં આવેઆ છે. એવા એવા જમાંનામાં પોતાના દોરમાં આગલાં પુશતકોનો મુશદો થાઓછે. હવી આપણા પવીતર ધરમ પુશતકોની ખુબી નજર આવેછે કારણકે પરકોમના વીદીઆરથીબી આપણા ધરમની ફીલશુફી વીશે ઘણું ઊનચુ મત બાંધેછે એજ ખુશાલી ભરીઊ છે. હવે આ પુશતક વાંચવાની શેહેજ સમજ મારા ભલા જરથોશતી સાહેબાને આપુંચ કે ચટતા આંકે જે નોધ આવે તેને માહરા નાંકેશ વીચાર શમજવા, તથા શેજ શાજ અવશતા આવે તેનું જાંણવું એ જે કોઇ ચોકશ બાબદ દેખાડવાને લીધાછે એવું શમજવું અને હરેક લખાંણની પાછલ **એટલેજે** એવો બોલ આવે તે લખાંણ હમારી તરફના બોલાશા તરીકે શમજવુ અને નોધોમાં જે લંબાણ લખાંણો ક

રવામાં આવેલાંછે તે હરેક ગુનાહો સંબંધી જે ગફ લતી ઘણાં વરશો થયાં અનજાણા જરયોશતીઓમાં ચાલુ થઇછે તે વીશે હમોએ હમારી તરફના વી ચારો જણાવેલા છે તે વીગતે સમજણ આપતાં લં બાંણ થઉછે. વળી દાંનેશમંદ વાંચનારા સાહેબોને નમનતાઇ સાથે એવી અરજ કરવામાં આવેછે કે હમારી લખેલી બાબદ કોઇ તેઓનાં ધીઆંનમાં નહી આવે તો તે વીશે શેવકને એક ચીઠીની મારફત પેહેલું પુછાવવું, તે વીશે વધારે ખોલા શાથી તેવા સાહેબોને હમો ચીઠીનીજ મારફતે ખાતરી કરશું. જો તેમ નહી કરવામાં આવે યા તમો દાંનશમંદ વાંચનારની ખાતરી નહી થાય તો શુખેથી હમારી લખેલી કલમ દેખાડી તમારા ઉમદા વીચાર જણાવવા એટલીજ કમતરીનની વીનંતી છે.

હમારા વીચારનાં પેહેલા સફામાં એવું લખા એલું છે કે તેનાં **ખરાં** ફરમાંનો ઉપર અમલ કરે તે. તેને બદલે એવું સમજવું કે તેનાં ફર માંનો ઉપર **ખરો** અમલ કરે તે.



# ઇનતેખાબે વંદીદાદ.

અથવા

# વંદીદાદ નાંમના જરથોસતી ધરમ પુસતકનો સાર.

---

### પરગરદ ૧ લી.

---

**અવસતા**—મરૂદ અહોરમજદાઉ શપીતમાએ જરથોશતરાએ* અજેમ દઓ અહોરોમજદાઉ* એરીએનેમ વજો વંઘોહીઆઉ દાએતીઆઉ.

**અરથ**—કેહીઊ હોરમજદે શપીતમાંન જરથોશતને કે હું જે હોરમજદ છેઊં, મેં ઇરાનવેજ ભલું પેદા કીધું તેમાં વેહેદાએતી નદી પેદા કીધી.

**અવસતા**—આઅદ અહુપેતીઆરેમ ફ્રાકેરેનતદ અંગરે મેનીઊશ પોરોમહરકો અજેમચે દએમ રોદતેમ જીઆંમચે દેઊઓ દાતેમ.

**અરથ**—તે શેહેરમાં ગનાંમીનો પુર મોહુતનાએ મોહટી ધાટ પેદા કીધી, જેહેરી અજદા તે નદીમાં અને ઘણી તાંહડ દેવની પેદા કીધેલી*

અને તે શેહેરમાં દશ મહીના તાહડ અને બે મહીના ગરમી પડેછે.

**અવસતા**—બેહેતીમ અશંગાંમચ શોએથ રેનાંમચ* ગાઉમ ઈઓમ શોગદાશીઅનેમ.

**અરથ**—બીજું શેહેર શુરીક નાંમનું તથા જંગલ ગઊઆએ નામનું પેદા કીધું.

ગોશપંદો અને માંણશોને વાશતે. તેમાં ગનાં મીનોએ ચટકો મારનારી મોહટી જેહેરી માંખ પેદા કીધી જેથી માંણશોને અને ગોશપંદોને મોત આપે એટલે તેના જેહેરથી મરે.

**અવસતા**-થરેતીમ*મોરેમ શુરમ અશુઅનેમ

**અરથ**—તરીજું શેહેર મરવ નામનું અશો પેદા કીધું.

તે શેહેરમાં પહરેજગાર લોકો દીનનાં કાંમો કરનારા પેદા કીધા. તેવો ભલાં હથીઆરના રાખનારા એટલે માંથરવાંની પઢનારા પહરેજગાર લોકો હતા.પણ ગનાંમીનોએ ઈલત એ નાંખી કે તેથી તે જગા ઊપર બુરી મરજીનાં એટલે અનીતીવાંન લોકો ઘણાં થયાં, બુરાં કાંમોથી પહરેજગારી તોડવાને વાસતે.

**અવસતા**—તુરીમ* બાખદીમ.

**અરથ**—ચોથું શેહેર બોખારા નાંમનું પેદા કીધું.

એ શેહેરનાં લોકો લડાએક હથીઆરોના રાખનારા હતા તથા બંદગી ° કરનારા હતા તેઓ ગનાંમીનોએ જનાંકારીનો વધારો કીધો એટલે બુરો હવશ વધી ગીઆ.

**અવસતા**—પોખદીમ* નશાએમ.

**અરથ**-પાંચમું નશાપુર નાંમનું શેહેર પેદાકીધું. એ શેહેર મરવ તથા બોખારાની વચમાં આવેલું છે. ગનાંમીનોંએ તે શેહેરના લોકોનાં દીલ તુટેલાં ઓકલ દોકલ કીધાં. પોતાના ધરમ ઉપરથી તેઓનો વીશવાસ ઊઠી ગીઆ. પેલો ધરમ ખરો કે આએ ખરો એવું કરવા લાગા.

**અવસતા**—ખશતુમ* હરોઇમ.

**અરથ**—છઠું શેહેર હલબ નાંમનું પેદા કીધું* એ શેહેરમાં ગનાંમીનોએ માંખ, મછર ઘણાં પેદા કીધાં, જેહેરી જનાવરો ડંખ મારનારાં ઘણાં પેદા કીધાં. એ શેહેરના લોકો પવીતરાઇ જાલવતા નથી. નશો મેલેલી જગા નવ રાત અને ૩૦ રાત હલાએદી રાખતા નથી.

**અવશતા**—હપતેથીમ*વેકેરેનતેમ.

**અરથ**—શાતમું શેહેર કાબુલ પેદા કીધું. તે શેહેરના લોકો બુરી ચાલ ચલાવા લાગા. શાહેઓ પેહેરવા લાગા તથા ગનાંમીનોનાં ફરેબથી બુતપરશતી એટલે પુતલાં પુંજવા લાગા

જેથી તેવા બુતપરસતોને મોહોટા ફેરસાશપે મારે આ પણ જે બુરા હતા તવોનેજ મારેઆ.

**અવસતા**—અશતમેમ*ઉરૂઆમ.

**અરથ**—આઠમું શેહેર ઉરવે નાંમનું પેદા કીધું. તે શેહેરમાં ઘાસની તથા દાણાની વરધી ઘણી કીધી. ગનાંમીનોએ માંણસનાં દીલમાં ગરૂરી પેદા કીધી. (૧)

**અવસતા**—નાઉમેમ*ખનેનતેમ ઇએમ વેહેરકાનો.

**અરથ**—નવમું ગુરગાંન શેહેર પેદા કીધુ અને ખનાંન નામની નદી તે શેહેરમાં છે.

ગનાંમીનોએ તે શેહેરના મોટા ભાગમાં (૨) ગોલામ બારગી કરવાની ઇલત મેલી, જેની તોજથ ફખતમાં સખત ધરમ પુસતકમાં આવેલી છે.

**અવસતા**—દશમેમ*હેરેખતીમ.

---

(૧) ગરૂરી કરવી એ ફનાં, થવાનું મુલ છે. દાખલા તરીકે શાહ જમશેદે હેંકારી તથા ગરૂરી દીલમાં કીધી. બુરા દેવોના ફરેબ આપવાથી, જેથી આખરે ફનાં થયો તેટલુંજ નહીં પણ કોઇ જગાપર તેનો ઠાર થયો નહીં. વળી તે અમર હતો તે મોહતમંદ થયો.

(૨) ગોલામબારગી કરનાર યા કરાવનાર બંને જેહાંનમાં બુરો છે. હાલ ઇંગરેજી રાજમાં ઇનશાફની ખુબીથી તેવા ગુનેહગારને દેશનીકાલ મોકલવામાં આવેછે.

**અરથ**—દશમુ હેરમંદ નામનું શેહેર પેદાકીધું. ગનાંમીનોએ તે શેહેરના માંણશોમાં ઇલત એ નાંખી જે તેઓ નશા સાથે આમેજ થાએછે. નશાને ડાટે છે. તેવો વગર દીનના અપવીતર લોકો છે.

**અવસતા**—એઊઆ દશેમ* હુતો મનતેમ.

**અરથ**—એક ને દશ એટલે અગીઆરમું શેહેર શીશતાંન પેદા કીધું.

"તે શેહેરનાં માણશો નુરમંદ અને ખાલેશવીચારનાં હતાં. ગનાંમીનોએ તે શેહેરમાં જાદુઇ પેદા કીધી. ભલા લોકોને પાએમાલ કરવાને ધારવીને. તે જંગાપર બરફ કરાં ઘણાં પડવા લાગાં. બુરા લોકો તે શેહેરમાં ઘણી નુકશાંની કરવાલાગા.

**અવસતા**—દુઅ દશેમ* રગાંમ થરે જંતુમ.

**અરથ**—બે ને દશ એટલે બારમું રેએ શેહેર તરણ તોખમી પેદા કીધું.

એ શેહેરને આદરબાદ ગાર કરીનેબી કહેછે. એ શેહેરમાં અથોરનાનનો ટોલો એટલે દશતુર, મોબેદો. રથેસતાર, વાસતરીઆસ લોકો એટલે પાદશાહ, ઊમરાવો, પેહેલવાંનો અને ખેતીના કરનારા રહેછે તેવોને કહેછે. ગનાંમીનોએ ત પહરેજગાર લોકોના ટોલામાં ઘણો શક પેદા કીધો. તેઓનાં દીલ શકમંદ કીધાં.

**અવસતા**—થરદેશંમ* ચખરેમ.

**અરથ**—તરણ અને દશ એટલે તેરમું ચીન શેહેર પેદા કીધું.

એ શેહેરના લોકો ઘણા પવીત્ર અને ધરમપર સુરત હતા પણ ગનાંમીનોએ તેવોને એવા ગુનેહગાર કીધા જે તે ગુનાહની તોબેશ કરવાથીબી તેઓ મરગરજાની થયા. તે લોકો નશો પકાવવા લાગા, ખાવાલાગા, રીમની ચીંજની સંભાલ નહી કરવાથી બદ પહરેજ થયા.

**અવસતા**—ચેથરોદશેમ* વેરેનેમ ઇએમ ચેથરો ગોશેમ.

**અરથ**—ચાર ને દશ એટલે ચઉદમું શેહેર કીરમાન પેદા કીધું. એને ચારગોશનું કરી કેહેછે.

એને પદશ ખાગરબી કહેછે. એ શેહેરમાં ફરેદુન પાદશાહનો જનમ થઓ, જુવાકને મારવાને વાસતે. તેને જુવાક પાદશાહને તથા જુલમગાર લોકોને મારયા એટલે જેર કીધા. ગનામીનોએ તે શેહેરના લોકોમાં દશતાંન હદથીજાદા પેદા કીધું (૩) તેની સંભાલ નહી કરવાથી ગરમીનો ઉપદરવ ઘણો થઓ જેથી અપવીતરાઇ વધી ગઇ.

(૩) દશતાંન તે દરએક ઓરતને જુવાંની થવા પછી તેણોનાં તનનો રોગ દર મહીને બાહાર આવેછે. એ ચેપી રોગ છે. તે એક બીજાને લાગુ થાએછે. જો તેની સંભાળ નહીં કરેને

**અવસતા**—પંચ દશેમ*ઇઓ હપતે હેંનદુઓ.

**અરથ**—પાંચ ને દશ એટલે પંદરમું શેહેર પેદા કીધું જેને શાત હીંદોશતાંન કરીને કેહેછે તે આખાં હીંદુસતાનમાં શાત પાદશાહોને તાબે મુલકો થયા. એવું ઓટું મશરેકથી તે મગરેબ લગેનું. તે શેહેરમાં ગનાંમીનોએ અતી શય દશતાંન અને ગેરમ હવા પેદા કીધી જેથી પહેરેજગાર લોકોની પવીતરાઇ તુટી.

---

*જોરાવર ગરમીનો ખોરાક ખાએ તો તે ઓરતને તેવો રોગ ઘણો જોર કરેછે. આપણા ધરમની ખુબીથી તે દશતાંનવાળી ઓરતને એકાંત અને કોરડી તથા ઉંચી જગા રાખવાનો હોકમ છે. તેવી અપવીત્ર ઓરતને કોઇ પણ વરતુશે હમશરીક થવું નહીં. તેને જેતે વાતે ખોરાક હલકો અને થોડો ખાવો. પોતાનાં હાથ તે ખોરાકને યા પાંણીને લગાડવા નહીં. દરએક વખત હાથમે પેવંદ રાખી ચમચાથી ખાવું. નીરંગથીજ કુસ્તી કરવી. પેવંદે ખરૂથી જાહાડાની તથા પીશાબની જગા શાપ કરવી; તે કયાં સુધી કે તેણીનાં તનમાંનો રોગ નીકળતો બંધ થાએ. ત્યારપછીબી ઘણો વખત જવા દઇ નાહીને પવીત્ર બનવું. અવલ નીરંગથી તનમાંનાં કપડાં એક મરતબે ધોઇ પછી પોતાનું તનબી નીરંગથી સારીપેઠે ધોવું એટલે સરવ જગા નીરંગથી સાપ કરી કોરડી થવા પછી પાંણીથી પોતાંનું તન તથા કપડાં ધોવાં. તે કપડાં સુકવી હલાએદી જગાપર જયાં ખુરશેદની રોશની પડે તેવી જગા ઉપર મેલવાં. તે કપડાં પણ પાછું દશતાંન માલમ પડવાથી તુરત પેહેરવાં.

**અવસતા**—ખશુઅશ દશેમ* ઉપદશો રંગો હીઓ.

**અરથ**—છ ને દશ શોલમું બેહુતર ખોરાશાંન શેહેર મેં પેદા કીધું.

તે શેહેરમાં ગનાંમીનોએ દેવોનું ઊતારવું કીધું તથા શખત તાડાડ પેદા કીધી.(૪)

---

અને તનમાંનાં કપડાંને એક વખત નીરંગથી અને એક વખત પાંણીથી ધોવાં. પછી શોજી જગા ઉપર સુએથી વાપરવાં. એવી એવી બાબદો વીશે જો કોઇ ઓરત બેદરકારી કરે તો તેઓએ ગમે એટલું સવાબ કરવા છતાંબી તે ગુનેહગાર થાએ. ઓરતોને વાસ્તે એવી તાકીદ છે કે દશતાંનની પા ખચ્ચું જણે તે વખતેબી જયાંસુધી પેલો બુરો રોગબંધ થાએ નહીં ત્યાં સુધી સંભાળ કરવી. ખુદરતની રોશની આતશ તથા તમામ પાકીજે વસ્તુથી દુર રહેવું. પોતાના અપવીત્ર હાથ કશાંનેબી લગાડવા નહીં. તેવી સંભાળ કરે તોજ તે બેહેસતી થાએ. એટલે રોશનગેહેર યાને તેને બેહેસ્ત મળે. તે અશો નારીની પદવીમાં જાએ એટલે અશો થાએ. હવે મને દલગીરી સાથ બોલવું પડેછે કે આજે મોટાં મોટાં ઘરની ઓરતો વગેરે સુધરેલામાં ટોલ ઘાલનારા સાહેબોનાં ઘરમાં આવી બાબદો વીશે ઘણી બેદરકારી થાયછે. જો કેથે સંભાળ થતી હોએતો મુંબઇ શેહેરમાં તો નહીંજ. પણ ગરીબ ગાંમડાંઓમાં ગરીબ લોકમાં થતી હશે. કારણકે તેઓનાં મનમાં ચોકસ ધરમનું જહનુંન છે. પણ માલેતોજાર લોકોમાંથી તેવું જહનુન એકદમ નીકળી ગયુંછે. તે વીશે લાગતા વળગતા સાહેબોએ કંઈ ઊપાય લેવા જોઇએ. એવી મારી અરજ છે.

(૪) આએ પરગરદ ઉપરથી એવું ચોકસ માલમ પડેછે કે

## પરગારદ ૨ જી.

**અવસતા**—પેરશદ જરથોશતરો અહોરમજ દાંમ* કહમાએ પોરીઓ મશીઆનાંમ

**અરથ**—પુછીઉ જરથોશતે હોરમજદને કોણ પરથમ આદમીઓમાં.

મારા સીવાય જે દીનં હોરમજદી જરથોશ તીધે તે પરથમ કોણને બુલંદ દેખાડી.

**અવસતા**—આઅંદમરોદ અહોરમજદાઓ.

**અરથ**—જવાબ દીધો હોરમજદે.

દાદાર હોરમજદે એવો જવાબ દીધો જે પરથમ જમશેદ પાદશાહ સાથે પુરશેસ કીધી, એટલે

---

સપેનામીનો તે દાદાર હોરમજદને તથા ગનાંમીનો તે અંઘરેમેનીઉશને કેહેછે. એ બંનો માનો છે, એક ભલાંનો સાહેબ, બીજો બુરાઇનોજ સાથી એવું ચોકસ થાયછે. દાદાર હોરમજદે બેહમન પરેસતો તથા બેહમને અકલ પેદા કરી ઇનસાંન માતરને પરેશતાની મદદ સાથે અકલનું ગોહેર બખશીઉ. અંઘરેમેનીઉશે આશમોગ નાંમનો દેવ પેદા કરી ઇનસાંન માતરનાં મગજ ફેરવી નાંખી ઉલટું ચાલવા ચલાવવાને ચોકસ કીધું. જેમ બીજા માનો પરેસતાના નાંમો આવેલાં છે તેમજ મીનો દેવોનાબી ઘણાં નાંમો આવેલાં છે. એક ભલાંનો કરનાર હમેશ વધનારો, બીજો બુરાઇનો ચાહનાર આખરે ઘટનારો એટલે ફના થનાર છે. આ બાબદ મારી નાકેશ શકતી પરમાંણે એ.બંને મીનો એટલે અંદીઠ છે.

વાત થઈ, જે તું દીનનું લઈ જાવું કર, માંણશો માં દીનનો ફેલાવો કર પણ જમશેદે તે કબુલ નહી કીધું. ફરી મેં જમશેદને કહઉ કે દુનીઆંની પરવરશી કરવી મારેથી કબુલ કર. એટલે પાદ શાહી તું મારા પેદા કીધેલાં માંણશો ઊપર કર. તે વીવનગાંનના બેટા જમશેદે કબુલ કીધું જે હું તારી દુનીઆંની પરવરશી કરૂં, વરધી કરવા, સરદારી તેઓ ઊપર કરૂં, હું તેઓની પાશબાં ની કરૂં, પણ મારી પાદશાહીમાં નહી થાએ સરદી, નહી વા, નહી ગરમી, નહી બીમારી, નહી મોહોત, નહી ઓરવર તથા દાંણો ખાધામાં ખુટે. જે એક ફળ તોડે તો તેજ જગા ઊપર બીજું થાએ તેમ કર. પછી તે સરવે અમર થયાં. અને જ મશેદ અશો હતો, તે જે વમાશે, જે બોલે તે બનતું હતું. વળી તે અમર હતો પણ દીનનું ફેલાવું નહી કરૂ, નહી તાહરી દીન દુનીઆનાં લોકોમાં લઈ જાઉં, એવું બોલવાથી મોહતમંદ થઓ. તેને બુરા લોકોથી ફરેબ ખાધો. જેથી તેનો જલ કાટ અને મીનો નુર તેનાં તનમાંથી નીકળી ગીઊ. વરી દાદાર હોરમજદ જરથોશતને કહેછે કે શોરાખદાર અંગોઠી ને શુનામાં જડેલું એજમતી ખંજર જમશેદને બખશીઊ. જમશેદની પાદશાહીને વરશ તરણશો ભોગવાયાં જેથી તે મુલકની જમીન

તમાંમ ભરાઇ ગઇ. ગોશપંદાથી, મોટાં ઢોરોથી, આદમીઓથી, શગોથી, પરંદાંથી, એટલે જે જમશેદના વખતમાં શરવેનાં મોહત બંધ થાયલાં હતાં તેથી. તેવારે જમશેદ પોતાના નેક વીચારથી દખણ તરફ આગલ ચાલેઓ. અને પેલું જે એનમતી ખંજર હતું તે જમીનમાં ખોશીઊ અને અંગોથી દાબી, એટલે જે હથીઆરે કરી પાહાડો ખોડાવીઆ. દરીઆ યા ખાડા પુરીઆ. બોલેઓ જે સંપુરણ મનશનીની એ જમીન ફરાખ થા. એટલે આગલ ચાલ દાદાર હોરમજદની નેમાજ કરી, આદમીઆ, શગો અને પરંદાવોની સાથે આગલ વધીઓ. જેથી અસલ જે જમીન હતી તેનો તરીજો હીશો વધી, વરી વરશ તરણશો ભરાયાં એટલે પાદશાહીને વરશ છશો થયાં. ફરીથીતેમજ તરીજો હીશો જમીન વધારી. પછી વરી તરણશો વરસ પોંચેઆં તેવારે ફરીથી તેજ ખંજરની અને અંગોથીની બરખતથી આગલ જમીન વધારી. તરીજી મરતબે ગોશપંદાને, મોટાં ઢોરોને, આદમીઓને, શગોને પરનદાં તથા મુરગોને વશવાને વાશતે. તેની પાદશાહીનો હજાર વરશની અંદર, તરણ મરતબે જમીન વધારી ઇરાંન વેજની વેદાએતી નદી શુધી અને માંણશોનાં અનજુમન સાથે ગોશપંદાનાં

મોહોટાં ઢોરોનાં અનજુમન લેઇ ગીઓ. એટલી વરધી કીધી. માહરી ખલકતની. વરી એવું કહીઉ જે મેં જમશેદને કહીઉ કે નુકશાંન પોંહ ચાડનાર દેવોથી તાહડ તથા કડાં પડશે તેથી તરણ જગાથી લઇજાએ, આદમીઓ, ગોશફંદો, મોટાં ઢોરો અને વરજંમેકરદ બનાવ, તેના મોહલા નવ બનાવ, વચમાં છ મોંહોલા ૬૦૦) છશો ઘર નાં અને આજુબાજુ તરણ મોહોલા ૩૦૦) તરં ણ શો ઘેરનાં. એવો મોહટો ગોફો બંનાવ. ચોખંડો હરેક ચારે તરફથી. તાંહાં ગોશફંદોને, મોહટાં ઢોરોને અને આદમીઓને રેહવાને વાશ તે અને શગોને રેહવાને વાશતે તવો ગોફો બનાવ અને એક ફરશંગથી પાંણી તેમાં ચાલુ કર અને તેની આશપાશ મુરગને રહેવાના જલુમા કર અને ગોશફંદોના ટોલાં, મોહટાં ઢોરોના ટોલાં, માણશોના ટોલાં લેઇ જા. ખાધાના તોખમ લઇ જા. ઉરવરનાં તોખમ લઇ જા. જે જ મીનમાં છે. શારી ખુશબોનાં. જેથી જમશેદ તાંહાં રેહેનારાં જોડાં લેઇગાઓ. નહીઘટનારાં અને નહી ઘટનારો ખોરાક, નહીઘટનારાં ઉરવરો લેઇગીઓ.

વળી કેહીઉ જે તાંહાં કોઇ એબદાર માણસનાં તોખમ મા લેઇ જાતો તે મીનો ગોફામાં એબીએલ માણશમાં જેવાકે ખુનવો, બોબરો, બુરં

બોલનારો, શીરલો, તે ગુરદેકશને કહુંછે, ફરેબબાજને, અદેખાને, વાંમરદને, અને જેની જાતમાં હુરેમંદે ખરાબ ઇલત નાંખી હુઇએ તેને, રગતપીતીઓ, રશી નીકલતો, કોહરીઆને જેનું જુદી જાતનું તન છે, દાંતરાને, એ સીવાએ હુરેમંદી ચાલના ચાલનારા તોખમો ના લેઇ જાતો.

હજારો નર, હજારો નારીઓના જાત જાતનાં ગુરવરોનાં હજારો તરેહનો ગલો એટલે અનાજ નાં તોખમો લેઇ ગીઓ. જરથોશતે દાદાર હોર મઝદને પુછીઉ જે તેવો ગોશ્રો તને શી રવેશ બનાવીઉ. હોરમઝદે જવાબ દીધો જે તેહુનાં હાથની મદદથી એટલે બાજુનાં કઊવતથી તથા પગની એડી રગરવાથી એટલે મેહેનત કરીને જેમ આદમીઓ હવરે જેમ પાંણી જમીન ઊપર ચલાવેચ તેમ એટલે મેહુનત કરી ખેતી કરેચ તેમ. અને તાંહાં નદી જારી કીધી. જમશેદે તેમ કરી પાંણીની નેહુર ચલાવી એટલે નદી ચાલુ કીધી તેની આજુબાજુ ગુરગોને ચરતાં મેલેઆં પછી ગુરવરો ઊગાડેઆં. શારા રંગના ખુશબોદાર ખાધામાં ખુટે નહી તેવાં દરેક જાત જાતનાં પછી નર નારીનાં તોખમો લેઇ ગીઓ, પછી દાંનાંનાં તોખમ લેઇગીઓ, જે ખાધાનો

નેક ખોરાક, જે ખાધાથી ખુટે નહી તે લેઇ ગીઓ, એટલે તમાંમ જાતની ખાવાની ચીંજોનાં બીજ લેઇગીઓ. ફરીથી પુછીઉ જરથોશતે દાદાર હોરમજદને કે તે ગોફામાં રોશની શાથી છે? જવાબ દીધો મીનો હોરમજદે કે જેમ દુનીઆમાં રોશની આફતાબ માહાતાબ શેતારાઓથી છે તેમ મીનોરોશની તાંહાં થાએછે, તેઓ દહાડા તથા મહીના તથા વરસને જાંણેછે. શાત મહીના હાંમીન, પાંચ મહીના જમેશતાંનની રૂત વાપરેછે. તે જગાના જોડાં બે બચાં જણેછે. એક નર બીજી નારી અને તેવો વરસ દોરશોની ઉમર શુધી જીવેછે. પુછીઉ જરથોશતે. કે તે ગોફામાં દીનનું લેઇ જાવું કોણ કરશે? જવાબ દીધો હોરમજદે કે તે ગોફામાં દીનનું લેઇ જાવું ફેર શાશપદ નાંમનું પરંદુ દીન લેઇજાશે. એ શપેતમાન જરથોશત વળી પુછીઉ જે કોન છે તે જગાનો ગુરૂ અથવા મુરશદ એટલે દશતુર. (૫) જવાબ દીધો કે તાહરો છોકરો ઉરૂઅરતુર નામનો છે તે તાંહાં દશતુરી કરશે.

(૫) દશતુર એટલે દીનનો પેશવા અથવા ઉશતાદ. જે ધરમ નીતી શમજતો હોએ તેને કેહેછે, જે ખરૂં ફરમાંન બતાવે, ખરે રસ્તે ચાલે, કોઇ તરેહની બી ગરૂરી યા તકેબરી નહીં રાખે, ઠંડા સ્વભાવનો, નરમ મીજાજનો, અપક્ષપાત હોએતો તેવો ધણી દીનનો ગુરૂ અથવા પેશવા કેહેવાએ. એવા સાહેબો જોઇશું તો કોઇ મલી આવશે પણ ચાલુ જમાના પરમાંણે જુજવીજ મલી આવે તેમાં શક નહીં.

## પરગરદ ૩ જી.

**પુછીઊ** દાદાર હોરમજને અશો જરથોશતે કે કેહી પાંચ રવેશની જમીન ખુશાલ છે.

**જવાબ** દીધો અશો જરથોશતને દાદાર હોરમજદે જે, તે પાંચ તરેહુની જમીન. ૧—જે જગો ઊપર અશો મરદો રહેંતા હોય તેઓ પવીતરાઇથી ઇજશનેનું પધવું કીરીઆ સાથે કરે તે જમીન. ૨) અશો મરદ ઘેર બાંધી રેહતો હોએ તે કે જાહાં અથારનાંનો,તથા ગોશપંદો,પવીતર ઓરતો બચાંઓ વગેરે રેહેતાં હોએ, તેવી જમીન ઊપર ઘણા પેદા થાએ ગોશપંદો તથા નર નારીનાં જોડાં, તેવોનાં છોકરાં તથા શગ એઓનું અશોઇથી જીવવું થવાથી ખુશાલ છે. ૩) જયાં ડાટેલાં મુરદાં હોએ તે ખોદી કાહાડે તેપર ખુરશેદની રોશની આપે, દુખમું બાંધે તે ખોલવું ખોરશેદની રોશનીવાલું. અને ખેતી કરે તે જમીન. ૪) જયાં ગોશપંદાની મોટાં ઢોરોની પરવરશી કરે એટલે થતી હોએ તે જમીન. ૫) ગોશપંદોને વાશતે ચારયાં કરે એટલે ખોલવું મેદાન રાખે, ઘાસ ઊગાડે તે જમીન.

**પુછીઊ** જરથોશતે કે કઇ પાંચ જમીન નાં ખુશ છે ?

**જવાબ** દીધો ૧)લી, ઊનડા ગારની જયાં ગેતી ફેવો એટલે બુરા લોકો રેહેતા હોએ તે. ૨) જી, મુવેલાં આદમી તથા શગને ડાટે તે. ૩) જી, ખરફશતરો શોરાખ પારે તેને બેજતન વાપડે ગાફશુફ નહી રાખે તે. ૪) થી, પરત જગા નહી ખેડે, નહી ઘર બાંધે જે ઊપર ગલીચી હોય તે. ૫) મી, મુવેલાં આદમીઓ પુઠે રડે, શોહોર કરે, માહેતમનો યા આફતનો પોકાર મારે તે. (૬)

(૬) ગુજરેલાં માંણસ પુઠે રડવું, માહેતમ કરવું, ગબડાટ કરવું જેથી અતોશે જીવતાં માંણસને નુકશાંની પોહોંચેછે. વલી એ પલીતરાઈ થાએછે તેમ થવાથી ગુનેહગાર થવું પડેછે. તેટલુંજ થઇને શરતું નથી, નાંજુક મનનાં બચાંઓ તેવો ગભરાટ જોઇ હેપતાઇ જાએછે. વખતે તેઓની બરદાસત વટીક લેવાતી નથી. જેથી તેઓની તબીએતમાં બીગાડો થઇ હેરાન થાએ છે તે ઉપરાંત ધરમ કીરીઆમાં ઘણી હરકતો થઇ બાજે વખત ઘણો ભાગ અપવીતર બનેછે. તેમ થવું જોઇએ નહીં. તેવી બાબદો વીશે આપણાં દશતુર શાહેબો તરફથી કોઇ વાએજો થઇ તેવી બાબદોની સમજણ આપવી જોઇએ. જેથી તેવી દલગીરી ભરી વખતે તેઓ સંભાલ રાખે. અગર તેવી વખતેજ તેવોને શમજાવા જાએ તો તે ફોકટ જાએછે. એ કામ મુખ્ય દસતુરોનું તથા મુખ્ય અકાબરોનું છે. તેવી વાએજો ઓરતોને વાશતે તથા મરદોને વાશતે જુદી જુદી મીજલશો કરી તેવું શમજાવવી. વખતે પોતાને ઘરનાં બઇરાંને પેહેલે તેવી વાએજની જગા ઉપર મોકલે યા પોતે

**પુછીઊ** જે માંણસ ગુજરે તેને શું કરે.

**જવાબ** દીધો જે તેને હુલાએદી જગાપર મેલે, શગદીદ કરાવે, શગદીદ કરાવીઆ વગર એખલો તે લાસને અડકે તો તે ઊપર નશશે દરૂજ દોડે તે રીમન થાએ, તે નવ રાતનું બરશનુમ લેવા બાદબી ગુનેહગાર થાએ. બે માંણશો જોર વરગી શરોશબાજ અશેહે શુધી કહી નશાને જો સગ દેખાડીઆ વગર અડકે તો તેઓનેબી રીમન નાહીં નવ રાતનું બરશનુંમ લેવું જોઇએ. શગ દીદ કરાવી પછી જોર વરગી બાજ લેઇને અડકે તો તેઓને (૭) અમથું ગોશલ નીરંગથી તન પવીતર •કરી પછી પાંણીથી કરવું જોઇએ.

---

હજાર કાંમો મેલા આવે તો બાજા ગરદબોને તેમ શમજ વાના યા પોતાનાં બચાંઓને સમજવા મોકલવાની ઉબટ થાએ. તે ઉપરાંત દસતુર સાહેબોની મેહેનત કરવાને અને માંન મેળવવાને તેઓ હીંમત ધરે.

(૭) જેણે નવ રાતનું બરશનુંમ પેહેલેથી લીધેલું હોએ તેના ધણીને અમથું ગોશલ કરવું. જો બરશનુંમ નહીં લીધું હોએ તો, તેઓને રીમન નાહાવું જોઇએ. આ બાબદ ઉપરથી શાફ ખુલું માલમ પડેછે કે દરએક ઇનશાંન માતરને નર, યા નારીને નવ રાતનું બરશનુંમ જરૂર લેવું જોઇએ જેથી તેને નશશ દરૂજ લાગુ થાએ નહીં. હેવી બરશનુંમ લેવાની ચાલ આગલ ઘણી હતી જેથી ઘણો ભાગ મરદો તથા ઓરતો બરશનુંમ લેતાં હતાં પણ તે પવીતર ફરમાંન આપણા ટોળામાંથી એકેદમ ગુમ થઇ ગયું છે તે પાછું ચાલુ થવું જોઇએ. મુબીદ દસતુરો તથા મુબીદ અકાબરો એવી બાબદો ઉપર ધીઆન આપે તોજ બને જેથી ધરમની નાવી જળવાએ.

**પુછીઉ** જે માંણસ ખોવાબથી ઊઠી પછી શું કરે

**જવાબ** દીધો જે ખોવાબથી ઊઠવાપછી પવીતર બને એટલે ગોશલ કરે યા નારંગ લેએ તીઆર બાદ વશીદા હાથ આતશને અને પાંણીને લગાડે અગરજો વશીદા હાથ આતશ તથા પાંણીને લગાડે યા તેવે હાથે હરેક પવીતર કાંમો કરે તો તેવો ધણી ગુનેહગાર થાએ. તોજશ કરવાને લાએકનો થાએ. કારણકે આતશ ઊપર નશો નાંખેલુ હોએ યા પાંણીમાં યા પવીતર વસતુમાં નાખેઓ હોએ તેવો ગુનાહ લાગે. (૮)

(૮) વશીદા હાથનો ખોલાશો એવો માલમ પડેછે કે આપણે ખોવાબ કરવા પછી ગફલત રહીએચ. હરેક હેરનસહો મોનાંનો યા નાંખનો અથવા પીશાબની જગા ઉપર આપણો ખોલો હાથ લાગવાથી યા માકર મછર દબાવાથી નશાનો ભાગ હાથને લાગુ થવાથી પેહેલો તે ખુલલો હાથ નીરંગથી સાફ કરી પછી પાંણીથી ધોવો જોઈએ. અપવીતર ચીજ નીરંગથી પવીતર બનેછે જે વીશે નીરંગની તાકીદ ઘણી ગમ આવેલી છે. પણ દલગીરી સાથે લખવું પરેછેકે આજે મોહોટો ભાગ જરથોશતીઓ નીરંગ વાપરવા વીશે બેદરકારી કરેછે. છતે નીરંગ મલવે લીંબુ લે છે. આતશની રાખ જે વશીદે હાથે લેછે તે અતીશય ઉલટું છે. વળી કોઈ સાહેબોને ત્યાં નાહને વાસ્તે નીરંગ રાખેછે પણ તે કેવી જગા ઉપર રાખવો તે શમજતા નથી. જયાં પાંણી ભરેલું, નાહાવાની જગા હોએ ત્યાં બેજતન પડી રહેછે તેમાં પાંણીબી પડેછે પણ કોઈ સમજાવનાર મલે નહી તેમજ સમજાવેલાં કેટલાં એક આપખુદ સમજતાંબી નથી. પોતાંની ખુશીનુંજ કરેછે એ દલગીર થવા સરખું છે.

**પુછીઉ** કે માંણસ ગુજરે તેની કશની જગા કાંહાં અને કેમ કરે તેવી જગા પાંણીથી, આતશથી, ગોશપંદાથી, જોરથી, બુલંદ બાંધેલી બરશમથી, અશો મરદથી કેટલી દુરે રાખે.

**જવાબ** દીધો જે જે શુકી અને હલાઓથી જગા હોએ, આતશથી, પાંણીથી, બાંધેલી બરશમથી તરીશ કદમ, અશો મરદથી તરણ કદમ, તેવી જગામાં મુવેલી લાશ મેલે (૯) પછી તેનાં અંદાજા પરમાંણે પરદો ભરી લે.

તે પરદાની પછવાડે જેબી ચીજ હોએ તે વાપડવામાં લાવે. પણ અંદાજાની અંદર જે ખા

(૯) આ બાબદ ઘરમાં મેલવા વીશે તથા વરશાદના યા આફત એટલે લશકર ગીરદીના હીગામમાં અથવા ગામમાં લડાઇ થતી હોએ એવી અડચણનાં વખતે એક દહાડાથી એક મહીના સુધી રાખવાની જગા એવી કરવી જે નશો મેલાઇ રહે તેટલી ખોદ યા વધારે ઓછી ખોદવાનો યા વાપડવાનો હોકમ નથી. જો લાશના અંદાજા ઉપરાંત લાંબી પોહોલી જગા ખોદાએ તો તેટલી જગા વધારે રીમન થવાથી ગુનાહ લાગે. તેમજ અંદાજાથી ઓછી ખોડે અને પછી લાશનો કોઇબી ભાગ બીજી જગા શાથે લાગે તો સઘ જો ઘરની જગા અપવીતર થાએ. એવું બોલલું પરમાંન આવેલું છે. વળી માગ મેહેરબાંન સાહેબોએ જેને દુખમું જોયું નહીં હોય તેઓને સમજ પાડવા જે આ ચોપડામાં એક ચક આપેલો છે તે જોવાથી તેઓની ખાતરી થશે તેજ પરમાંણે લાશને મેલવાની જગા ખોડી.

ધાની યા પેહેરવાની વશતુ હોએ તે વપરાએ નહી. આતશ, પાંણી વગેરે શરવે વશતુ કશ કુદારીથી ઊપર લખતા પરમાંણે તરીશ કદમ, અશો મર દથી તરણ કદમ દુર લાશને મેલવી. અંદાજાની હદની અંદરનો ખોરાક ખાધામાં જો આવે તો યા કપડાં પેહેરવામાં લાવે તો તેવો ધણી ગુને હગાર છે. પચાશ વરસ શુધી તે ધણી નાતવાંન થઇ જાએ. તાંહાં શુધી પશતાવો કરે. જો તેમ નહી કરે તો તેવા બદકારને તાજેશ કરવાનો હુકમ છે. નરનેબી, અને નારીનેબી. શરખી તાજેશ કરે. તેઓને બંનેને નરનેબી યા નારીનેબી ઊનચી જગા ઊપર લઇ જઇ કતલ કરે. જો નારી હમે લદાર હોએતો તેને નહી કરે પણ બચું જણ વાબાદ તાજેશ કરે. (૧૦)

---

(૧૦) એવા ગુનેહગાર ઇનશાનને મારી નાખવાને જણાવામાં આવેલું છે. એમાં બનાવનારની શમજનો ખાંમી માલમ પડેછે અને માહરા નાંકેશ વીચારથો એવું માલમ પડેછે કે તેવા ગુનેહ ગારનેતો ધરમની જગાથી, ધનધારોજગારથી, કુટુંબ પરીવાર યા બચાંઓથી બાતલ કરવાં એટલે નાતથી બહાર રાખવાં. જેથી મારી નાંખવા બરોબરજ ગણાએ. એક દાખલો લેવો. કોઈ શખશને ધનવા સંબંધી યા કોઇએ જાંણીબુજીને કોઇને દુ. ખારીઓ હોએ તો બોલવામાં આવેછે કે બાચારો ફલાંનો તો મરી ગીઓ, યા ફલાંનાએ જાણી બુજીને મારી નાંખેડુ. તેનું શમજવું એવું એછે કે આ દુનીઆમાંથી પાએ

**અવસતા**—પેતેતે હુ ચયે
**અરથ**—પતેત છે તોબેહની.
જેવા ગુનાહ નાહાના કે મોહોટા થાએ તો તેની પતેત કરવાનો હોકમ છે પણ અનજાણમાં ગુનાહ થઓ હોએ તેજ પતેત કીધાથી માંપ્ થાએ.

---

માલ કીધો. વરી કોઇ દોલતમંદ જો પોતાની કમાથી ગુજરેછે અને તેવા ઘરમાતુ નરથી ઘણંકડોનું પાલન થતું હોએ યા કોઈ ઘરનો માલેક કુટુંબને પાલતો હોએ તેની કજા થવાથી જેમ બોલવામાં આવેછે કે એ નહીં મરી ગીઓ બીજાં ઘણંકડો ગરીબો યા ગરીબ કુટુંબ મરી ગયું. વરો સાદો કેહેવાત છે કે ઘણા મરજો પણ ઘણાને પાલનાર રખે મરતા, તેમજ પેલા ગુનેહગારને બાતલ કરવો એટલે મારી નાંખવા. ગરદન મારવા સરખુંજ બને, અને હાલ સુધી આવો નેક રવાઇઓ હતો. જે કોઇ કાએદાથી ઉલટું ચાલતું તો મુખ્ય લોકો તરફથી નાત બહાર મેલતા હતા, પણ એ રવાઇઓ આપણા ટોલામાંથી બીલકુલ નીકરી ગયો છે આપણા ટોલા માંથી નીકલી ગીઓ તેનું મુખીય કારણ ટોલામાં કુસંપ હોવાથી બનીઊ છે હજુર બીજી હલકી વરણમાં એ નેક મારગ બીજા લોકોને બોધ આપનારો જલવાઇ રહેલો છે. અને તેઓને માંયે પંચ મંડળી છે પણ આપણુ ટોલા નેજ માંયે તેવી પંચાત યા પંચ મંડળી નથી. જયાંલગન ટોલા તરફથી ચાંપતા ઉપાએ લેવાએ નહીં ત્યાંસુધી આપણો ટોલો વખણાએ નહીં, જેથી દસતુર સાહેબો અને મુખીઅ અકાબર સાહેબોને વીનંતી કરૂંચુ કે ટોળામાં પંચ મંડળીની જરૂર અગતછે. વળી વીદ્વાંનોની કમેટીબી હોવી જોઇએ.

અથવા એકબારગી જાણી બુજીનેબી કીધેલો હોએ અને દીનના પેશવા આગલ તોબાહા કરી પશતાવો કરે અને ઊમર વચે પાછો તેવો ગુનાહા નહી કરેતો તેબી માફ થાએ, પણ આપ ખુદ રીતે હરેક જાતના ગુનાહા જાણવા છતાં બાહુંશે કરે પછી ગમે એવો પશતાવો કરે તો તેની તોજશ ચાબુકની કરવાને લખી છે તેમ કરે તોજ માફ થાએ. અગર નહી કરેતો તેની હઈઆતી શુધી તેવો ગુનાહા આગલ વધે. અને તેના ગુજરવા બાદ શુમાર કરવાની રાતે એટલે ચારંમની બામદાદે પુલ ગુજાર થતી વખતે તેના ગુનાહા તથા શવાબનો શુમાર કાહાડી તેને તેવી જગા મલે છે. (૧૧) આખરની રાત શુધી તે ગુનેહગાર યા સવાબકાર ઇનશાંન પોતાનાં કરતુકનો બદલો હાંશલ કરેછે.

---

(૧૧) તેવી જગા એટલે બેહેશતી તે બેહેરતની રોશનાવાલી જગા મલે અને દોજખીને અંધારી દોજખની જગા મલેછે તેમાં કંઇ શક નથી. કેટલાએક શાહેબો એવું બોલેચ કે તે જેહાંનમાં કંઇ છેજ નહીં, શરવે હાજ છે. આવુ બોલનારા ભુલ કરે છે. હવે આટલું તો ચોકશ ધારવામાં આવેછે કે મીનો જેહાંનમાં કઇ બેહેશત તથા દોજખ જુદું બાંધેલું હે એ એમ નથી. પેલાં ઇનશાંન માતરનું રૂહુ મીનો જેહાંનમાં જાએછે તે રૂહને તેનાં કાંમો પરમાંણે તેને નજર આવેછે. ભલાં કાંમોથી રોશનો અને બુરાં કાંમોથી અંધારી જોએછે. એનું નાંમજ બેહેશત અને દોજખ શંમજો તો વાજબી છે. નહી શમજો તો તમો વાંચનારા શાહેબો મુખતીઆર છો.

ખેતી કરવાનું મુલ પ્રમાન આપણને આપણું ધરમ પુસતક સાબેતી આપેછે પણ આપણો ટોલો હાવા નામીચા અને બરખતી ધનધાથી ઘણી બેદરકારી કરેછે. આપણે જોયું તો આગલા અને હાલના જરથોશતીઓ ઈરાંનની અંદર મોહોટો ભાગ ખેતી કરતા હતા તેબી થોડી ઘણી નહીં, હજારો વીંગાની ખેતી કરેછે.

દાંદારહોરમજદ જરથોસતને કહેછે કે કોઈની જગા હોએ તે ઊપર ઘેર નહી બાંધે, અથવા ખેતી નહીં કરે, જગા પરત નાંખે તેમાં ખરપ્શતરો શુરાખ પારે તેમાં પોતાનો વધારો કરે તો તેવો ઘણી દોજખી છે. અને જે ઘણી પોતાની જગા સાફ રાખે, અમલો બાંધી બીજાને તનદરોશતી આપે, ખેતી કરી ઈનશાંન માતરનો ખોરાક એટલે દાંનો વાવે તથા બાગ બગીચા, ઝુરવરો રોપે તો તેવા ઘણીને શપેંદારમદની જમીન દુઆ કરવા સાથે તેને બેહેશતનો બેરો મલે. (ખેતી કરવાની બાબદ આગલબી આવશે. ખેતી કેવી રીતે કરવી પોતાની, મેહેનતથી કરવા.)

**અવસતા**—હાઊઓઈએ બાજુઓ દશનેચ દશને બાજુઓ હાઊઓઈઅચે.

**અરથ**—દાહાબી બાજુ, જમણી બાજુ, જમણી બાજુ, દાહાબી બાજુ એટલે જમણાં હાથ અને ડાબા હાથના કઊઅતથા.

જે કોઇ ધણી મેહેનત કરીને મને ખેડે તે હંમેશાં આ શેહેરમાં ખુબ ચાલે એટલે ઘણો દોલતમંદ થાએ, અનાજ ખુબ વાપડે અને ગહલો પેદા કરે.(૧૨)

**પુછીઉ** કે કોણછે માજદીઅશની દીનનો દોશત?

**જવાબ** દીધો–પોતાનોં ઘણાં કળેવતથી અનાજ વાવે, જેને અનાજ વાવીઉ તેને અશોઇ અખતી આર કીધી, તેને માજદીઅશની દીન ખુબ ચલાવી, જે ધણી દશ હજાર ઇજશને કરે તે શવાબ ક રતાં અનાજ વાવનારને જેઆદા શવાબ લાગે,

(૧૨) ખેતી કરનારા આજે એટલા તો સુખી છે કે દાણાં દશીથી, દુધ દુજાનાંથી અતીશય દોલતમંદ જેવા સુખી છે. બીજાં ગાંમડાંઓના જરથોશતી જેઓ ખેતીનો ધંધો કરે છે તેવો પોતાનાં એશીનાં લાકોનેબી પાલેછે. ખેતી કરનારને નુકશાંની છેજ નહીં. કેહેવત છે કે—ઉતંમ ખેતી, મધીઅમ વેપાર, નપટ ચાકરી, ભીખ નાચાર. ખેતી કરનાર સાચી નાષ્ટાથી મેહેનત કરે તો કોઇ વરસ ખુદરત તરફથી લીલાં લેહેર થાએ છે. વલી જે ધણી જમીન નહીં ખેડે યા ઘર નહીં બાંધે, પરત નાંખે તે જમીન પોતાનાં ધણી ઉપર બદ દુઆ કરેછે કે હંમેશાં તુંને ખાવાનું ના મલતું. તું બીજાના દરવાજા આગલ ઉભો રહી માંગવું કરજે; તુંને કેથે રહેવાને જગા ના મલતી. તારી મીલકત બીજાઓ લુતી જાજો, તું ભીખારી હાલ રેહેજે. એવી બદ દુવા ઘરના ધણી ઉપરબી લાગુ પડેછે.

જેને અનાંજ અશોને આપેઆ તેને દેવોને જ ખમી કીધા. જેને ખેતીનો પેશો કરવા બીજાઓ ને શીખવીઆ, તેને દેવોને માહેતમમાં નાંખીઆ. જેને અશોને ઘહુ આપેઆ તેને દેવોને ઊઠાવી નાં ખીઆ, જેને ઘહું વાવેઆ તેને ખુરાવોને જમીન માં દાતેઆ યા લોહડુ ગરમ કરી દેવોને દાહમ દીધા. ભલાં લોકોને ખાવાને અનાજ આપે તે ખાએ અને માંથરેવાંની પટે.

**અવસતા**—નેએશ અખરંતાંમ.

**અરથ**—વગર ખાધાનું કઊઅત નહી હોએ. તેને નહી હોએ કઊઅત શવાબનું એટલે માંથ રેવાની પટવાનું, તેને નહી હોએ કઊઅત ખેતી કરવાનું, નહા કઊઅત ફરજંદ પેદા કરવાનું.

**અવસતા**—ખાએશેજી વીશપે અંગહેઊશ અશતુઆઓ જુઅંતે અખાએશ ફરમેનીએતે.

**અરથ**—ખાયતો જીવે,નહી ખાએતો પછીમરે.

(આ જગાપર એવું ચોકશ થાએછે કે આપણ જરથોશતીઓને અપવાશ કરવાની એટલે ભુખે રહેવાની મનાઇછે. ભુખે રહી અપવાશ કરવાથી તેનું કઊઅત ઘટી જાએછે, જેથી બંદગી યા ખેતી, અથવા કોઇની પરઊપીઓગી કાંમો નાકઊ તીનાં શબબે બને નહી, તેથા અપવાશ કરવો એ બુતપરશતોનું એટલે ગુંનેહગારનું કામ છે.)

**પુછીઊ** કે જે મુવેલું શગ યા આદમી જમીનમાં ડાટે અને તેને વરશની દરાજી શુધી પાછું ખોદી નહી કાહાડે તે ધણીને શું તોાજશ છે.

**જવાબ** દીધો કે તે ધણીને પાંનશો ચાબુકની તોાજશ કરે એટલે પાંનશો ચાબુક મારે.

**પુછીઊ** જે તે મુવેલું આદમી યા શગ, બે વરશ શુધી જમીનમાં રેહેવા દએતો તેની શું તોાજશછે.

**જવાબ** દીધો કે તેની તોાજશ નહી, તે પુલ ગુજાર નહી, તે પાખ નહી, હંમેશાં મરગરજાની થાએ.

**પુછીઊ** જે જે ધણી તેવા ગુનાહથી પતેત કરી પસતાઇ માજદીઅશની દીનમાં ભુલથી જે કાંમો કીધાં હોએ યા જાણી બુજીને કીધાં હોએ તે સઘલું છોડી દએ, પોતાની મનશની ગવશની કુનશનીથી પરીથી તેવા ગુનાહ કરેતો તેને શું કરે.

**જવાબ** દીધો જે તેવા ગુનાહની તોાજશ કરે. નાંધલી યા મોટી અને પછી અશોઇ વાપડે. નેક કામો કરે, જે કાંમો માજદીઅશની દીનમાં છે તેમ કરે. પછી તે ધણી પરીથી તેવો ગુનાહ નહી કરે તો તેની તોાજેશ કમતી થાએ. ચોરી કરવાનાં કામનેબી નાંખી દએ એટલે નહી કરે, અશોને ઘઉંની શખાવત આપે, પોતાની જમીન હોએ તે અશો મરદને મુફત આપે એટલે શખાવત કરે. શખાવત કરવી તે પોતાની દીનના હોએ તેને કરવી.

## પરગરદ ૪ થી.

**પુછીઊ** કે માણશો ગુનેહગાર અને શવાબકાર કેમ થાએ.

**જવાબ** દીધો કે જે કોઇ હરેક વખતની ની આએશ નહી કરે, એટલે બંદગી કરી પરજીઆત અદા નહી કરે તે ધણી ગુનેહગાર થાય. ધરમનો ચોર એટલે તકશીરવાર શજાને લાએકનો, જે કોઇ. કોઇની મતા રાખવા લેએ અને પાછી આપવા કહી નહી આપે તે મોહડાંનો કોલ તોડવાનો ગુનેહગાર થાએ. તે બુરા દેવ કરતાં બુરો. દેવની તોખમનો એટલે બુરી ચાલનો ગેતીદેવ. અને જે કોઇ દર વખતની પરજીઆત ઊતારે એટલે બંદગી કરે, કોલ પાલે, તે રોશન ઘેર હાંશલ કરે એટલે બેહેશતી થાએ.

**પુછીઊ** કે તાહારા મેહેર કેટલા. (૧૩)

---

(૧૩) મેહેર એટલે કોલ તોડનારને કેહેછે. કોલ તોડનાર હમેશાં દોજખીછે. પણ આજે જરથોશતીઓમાં ઘણો ભાગ એવા બોલવા તથા વચન આપવા અને લેવડ દેવડની શરતો કરવા પછી એકેદમ બેદરકારી કરેછે. હરેક બાબદો વીશે હા કહેછે, પછી પોતાની મતલબ થઇ યા વચમાં વખત ભરાઇ ગયો એટલે તેવા કોલો તે શું, ગુનાહો તે શું તે વીશે કાંએજ શમજતા નથી. પછી શું મોહટા કે નાહના શાહેબો એટલે વીદવાંનો યા દોલતમંદો કે અપઢ વગર શમજણનાં શમજતા નથી, પણ એવો ખરાબ ઘણા શાહેબોમાં પડી ગયોછે તે માહારા હમદીન શાહેબોએ ચોકશ શુધારવો જોઇએ.

**જવાબ** દીધો કે છ. એ રવેશે પ્રથમ જે ધણી પોતાની ફરજ અદા નહી કરે, કોલ નહી પાલે, બદ નીશતા વાપડે. બીજો, હાથ ઊપર હાથ મારી હાકહી નાં કેહેવાનો, તરીજો, મોહુટાં નાધલાં ગોશ પંદા આપવા યા લેવા વીશે કોલ કરી ફરી જાય તે. ચોથો, મોહટાં ઢોરો વીશેકોલ કરે પછે ફરે તે. પાંચમો,બેટા બેટીને અદરાવી આ પાલક કરવા કહી નાં કહે, યા ઊસતાદોથી યા દાનાંવોથી કોઇબી તરફહુથી બે વચન થાય તે. છડો,જમીન ખરીદી, યા વેચી, યા ઘેરનું શાટું લેવાનું યા આપવાનુ કરી, કોઇનું ગાંમ યા કબજો રાખી, પાછું આપવાને ફરી જાએ તે. તથા એવીજ રીતના કોલો જેવો પાલે તે ધણી અશો થાએ. બંને જેહાંનમાં ખુશી રહે. એટલે ગેતી દુનીઆમાં જયાં જાએ તીયાં માનવંતો ઇજત ભરેલો થાએ. મીનો જેહાંનમાં રોશન ઘેર એટલે બેહેશત હાંશલ કરે.

**પુછીઊ** કે તેવા મેહર દરૂજી કરનાર, એટલે કોલ આપી તે તોડનારને શું તોજશછે.

**જવાબ** દીધો કે તેવો ધણી નાં અશો એટલે અશો નહી, દોજખીછે. પણ તેની ઊતરતી પેહેડી તેવા ગુનાહથી ૩૦૦) વરશ સુધી તેવો ગુનેહગાર છે (૧૪) તે ગુનાહનો હીસાબ તેવોને આપવો પડેછે.

(૧૪) આ બાબદ આજના સાહેબો પેઆંન ઊપર લેવાને

વલી તે કોલ તોડનારને તોજશ કરે, ૩૦૦) ૬૦૦) ૭૦૦) ૮૦૦) ૯૦૦) ૧૦૦૦) શુધી ચાબુકની તે ધણીને ઊપર લખેલા કોલો તોડવાના ચહડતા ચાબુક મારે છેલી તોજશ કરવા બાદબી તે મર ગરજાની થાએ.

**પુછીઊ** કે જેઓ હથીઆંર રાખે અને આગર વધી કોઇને નુંકશાંન કરે તેની શું તોજશ છે.

---

વીચાર કરશે કે એકે ગુનાહ કીધો તો તેની શુમાએત તેની ઉતરતી પેહેડીને કેમ લાગુ પડે. પણ એની સમજણ એવી ચોકસ માલમ પડેછે કે આપણે બેટાનું ફરજંદ તરીકે પાલક કરીએ છીએ. પાલક એટલે પેલા ધણીનો શરવે વારશો પોતાના ખુદ છોકરા પરમાણે લેવાનો યા કરજ આપવાનો હોકમ છે. અને પાલક કરવાની તે ધણીની પેહડી ચાલુ રાખવાની તાકીદ એટલા ઉપરથી થઇ છે. પેલા ધણીની જે મીલકત હોએતે, તે લેએછે. આજે નાંચારીએ થોડી રકમબી પાલકને આપવામાં આવેછે, તેનો સબબ એજ છે કે પોતાનાં ફરજંદની માંફક થઇ પોતાના બાપના ફરોહરની આરાધનાં કરતો હોએ, તેમ કરી શવાબનો વધારો આખરનાં વખત સુધી પેલા ગુજરનારને કરી આપવો. જેથી પેલા મેહેરદરજીનાં ગુનાહમાં મજરે થાએ એટલે આ ગેતી દુનીઆમાં જે ગુનાહ કીધો હોએ તે ઓછો થાએ. અલબત આ બાબદ વાજબી નજર આવેછે કે જેવારે બાપની દોલત લેએ, યા બેટાબી હક લે તેવારે પાછો હક આપવા તેવો ધણી એટલે પાલક બંધાયલો છે. તે નહીં આપે તો ઉતરતી પેહડી તકશીરવાર થવીજ જોઇએ.

**જવાબ** દીધો કે જે બદનઇએતથી બુરાં કાંમો કરે, હથીઆર રાખે તેને આગેરેફ્તે ગુનાહ લાગુ થાએ. તે મારવાને લેઇ જાએ તેને અઊઆ વરશતે ગુનાહ લાગુ થાએ. જખમ એવો કરે કે તેનું સર બે આંગલ કપાએ તે અરદુશ ગુનાહાને લાએકનો થાય. એ વગેરે તેને એટલે ચહડતા જખમો કરનારાને, જેવાકે ખોરહે, બાજાએ,યાતો, તનવળગાંન, મરગરજાંન, વીગરે ચરતા ગુનાહની ચરતી તોજશ કરે, એટલે ચાબુકનો માર *આ પરમાણે મારે.

આ ગેરફ્તે ગુનાહા કરનારને પાંચ ચાબુકની તોજેશ કરે, અઊઆ વરશેતે *ગુનાહનાં દશ ચાબુકની, અરદુશ ગુનાહના પંદર ચાબુકની, ખોરહે ગુનાહના તરીશ ચાબુકની, બાજાએ ગુનાહાના પચાશ ચાબુકની, યાતો ગુનાહનાં શીતેર ચાબુકની. તલવલગાંન ગુનાહના નેવું ચાબુકની, મરગરજાંન ગુનાહાનાં ૨૦૦)ચાબુકની તોજશ કરે, એટલે બાંધી મારે. પછી ઊપર લખેલા મેહેર દરૂજી કરનારને એટલે કોલ તોડનારને તરણશોથી હજાર શુધી ચાબુકની શજા કરે. તેમ નહી કરે તો તે દરએક ગુનાહ વધે અને મરગરજાંની થાએ એટલે મોહુતને લાએકનો યા ખુન કરવાને લાએકનો થાએ. વલી ઊપર લખેલા ગુનાહ કરી

એક વખત જે કીધેલો ગુનાહ ફરીથી તેજ કરે તો દર ચહડતા એટલે બેવડા ચાબુક મારવા ફરમાન આવેલું છે.

**પુછીઊ** કે દેવોને મારવું કેમ કરે, જે મીનો તથા ગેતી દેવો છે.

**જવાબ** દીધો કે જે ધણી અશોઇથી માંથરે વાંની પડે, અશોઇથી દીનનાં હોકમ ફરમાંણે ચાલે તો તે ધણી આશતગોવાદ દેવને મારે, જેર કરે. જે ધણી દીન રાત બંદગી કરે તને આશતગો વાદ દેવને ટાલીઓ એટલે દુર કીધો. ઊશતા દોથી બંદગી શીખવા પછી રાતદીન બંદગી ઊપર પોતાનું તન શાબેત રાખે અને જેમ બતી પી ગલે તેમ બંદગી ઊપર દીલ બાંધે એટલે તે ધણી નરમ શવભાવ રાખે. અશો લોકોને દોલત આપે જે નાંવારેશ હોએ, જે વગર ઓરતનો હોએ તો તેને દોલત આપે. તેને ઓરત કરાવે. છોકરી આપે અને નાંવારેશ ઓરતને મરદ કરાવે. એ શપેતમાંન જરથોશત તે બંનેનું જોડું કરે. તેવોને ઘર બાંધી આપે એટલે રેહવાને જગા આપે. (૧૫) જે દીન ઊપર ચુસત હોએ. આકીન લાવે તેને માંથરેવાં ની પટાવે તે પાંચે વખત બંદગી કરે.

---

(૧૫) મારા દીનચુશત મેહેરબાંન સાહેબો આ બાબદથી દીનનો વધારો કરાવાનો હોકમ આપેલો માલમ પડેછે પણ

**પુછીશ** કે જે દીનનો પેશવા યા ધરમગુરૂ એટલે દસતુર હોએ ને ધણી ગુનાહ કરે. હલકા

---

પાછલા વખતથી એ બાબદ બંધ થઇ ગઇ છે. દરએક પેગંમબરો પોતાની શીલશુફીથી પોતાની દીનનો વધારો કરી ગયા છે. દાખલા તરીકે જેવારે આપણા બરહક અને સાચા પેગંમબર સાહેબ અશો જરથોસ્ત જેવારે પાદશાહ ગોશતાસપના વખતમાં દીન લાવેઆ તે વખતે પોતાનો મોજેજો પાદશાહ ગોશતાસપને દેખાડીઓ જેથી તે દીનચુસ્ત પાદશાહે જરથોસ્તી પવીતર ધરમ કબુલ કીધો. પણ તે વખતના કેટલાએક મીજલશીઓને તેવી પવીતરાઇ અને શફાઇથી ચાલવાને હરકત નજર આવી. જેથી દગલબાજીથી તે સાચા બરહક જરથોસ્ત પેગંમબર શાહેબનાં રહેઠાંણમાં કેટલીએક ઝેર નશાવાલી ચીજો મેલાવી, પછી શાહા ગોશતાસપને એવું શમજાવીયું જે, જે ચીજની મનાઇ કરેછે તેવીજ નશાંમન ચીજ એનાં પોતાનાં રેહેઠાંણમાં છે. એવું મુજીપણું જણાવી પાદશાહની ખાતરી કરી આપી, તે ભલા ફરેશતાઇ દરજાવાલા અશો જરથોસ્તને કેદખાંને નખાવીઓ. પણ ખોદાતાલાની મેરબાંનીથી અને પેગંમબર સાહેબની સચાઇની બરખતથી તેવા મુજીઓનું પાપ ઘણો વખત ટકીયું નહીં અને આખરે તેના ચમતકારી મોજેજાથી સરવે આલમની અને ગોશતાસપ પાદશાહની ખાતરી થઇ, જેથી તે જરથોસ્તી દીન કબુલ કરી, શરવ લોકોને કબુલ કરાવી. પોતાનાં બેટા અશફંદીઆરની મારફતે, જેઓ ભલા હતા તેવોએ કબુલ કીધી પણ બુરા અને બદ નીશટાના જેઓ હતા તેઓને જેર કરીને એ પવીતર મારગ કબુલ કરાવીઓ, જેવોએ નાંફરમાંની કીધી તેઓને જેર કીધા.

ગુનાહથી તે મરગરજાંન ગુનાહશુધી તેને શું કરે.

**જવાબ** દીધોકે તવા ગુનેહગારને,ને તેનાં ગુનાહ છુપાવનારા બંનેને ચાશનીનાં પીછાંનાં ઊપર નહી બેસાડે, તેવા ધણીની શાથે ચાલવું અથવા બોલવું નહી કરે અને તેવા આશમોગ, નાં અશોને (૧૬) લોહડાંની બેડી જડે તેને બંદીખાને નાંખે તેનાં મરગ મંદ તન.ઊપર શકતી પોહોંચાડે.

**પુછીઊ** કે ગોશપંદને ભુખે મારે યા ઘાસ પાંણી તથા કપડાં નહી આપે તેને શું ગુનાહ લાગે.

**જવાબ** દીધો કે જે ધણી ગોશપંદાને સરદ રતુમાં કપડાં નહી આપે અને ગરમ રતુમાં ખુલી જગાઊપર નહી રાખે,તેને ખોરાક પાંણી નહી આપેતો એટલે તેની માવજત નહી કરે, અગર ભુખે રાખે, ધરાએલાં આશુદાં નહી કરે અને પછી તે મરે તો. તેવા ધણીએ આશતગોવાદ દેવને પાલીઓ, તેનો સાથી થઓ, તેને મદદ

---

(૧૬) આ બાબદ ધેઆંન આપવા જોગ છે કે દીનનો પેશવા જો તેવાં કાંમ કરે તો તેને દુર રાખે. એટલે હરએક પવીતર કાંમથી મંડળીથી ધરમની જગાથી બંધ કરે. લોહડાંની બેહડી જડે એટલે તેવા ધણીને બાતલ કરે. કોઇબી તેની શાથે વાતચીત યા બોલવું ચાલવું નહીં કરે. બંદગી કરવામાં પજદાથરેગરીમાં શાંમેલ નહીં કરે. તેવા ધણીને બધી વાતે દુર કરે. એટલે તે એખલો ઘરમાં બેશે તે કેદ કરવા યા બેડી જડવા સરખુંજ સમજવું. વલી મારી નાંખવુ એટલે તેને દુર કરવાથી મારી નાંખવા સરખુંજ થાએ.

કીધી, તેને મદદગાર થઓ, અગર જેને અશો લોકોને તથા ગોશપંદોને ઘરાએલાં તથા આશુદાં રાખીઆં તેને આશતગોવાદ દેવને શીકશતે કીધા, એટલે જેમ જુલમગાર માણશો જુલમથી બીજાનું સર બાંજે તેને મારેઆ હોય તેમ. જેને ગોશપંદો સાથે ભલાઇ ચાહી હોએ તેને આશમોગ નાં અશોએ મારીઓ, તેના તન માં લોહડાંની જનજીર જડી.

**પુછીઊ** હોમ અશો છે, હોમનું પાંણી જે અશોઇથી કુતે એટલે ગાલે તેને શું સવાબ લાગે?

**જવાબ** દીધો કે જે ધણી (૧૭) તે અશોઇથી

(૧૭) હોમ એટલે અશો અને પવીતર જે હોમ ઇજદ ફરેશતો છે તેને કહેછે. વલી હોમ શલીનું જાહાડ જે દરીઆમાં રહેછે તે પાખ જાહાડનો પાતળી ડાંખલી લાવી તપાશી સાફ કરી દરેમેહેરનાં કામો કરનાર મોબેદ બરશનુંમ વારો હોએ તે તે ડાંખરાંને ફરીથી પવીતર કરીને વરશની ઉપર હલાએદાં પાવીમાં રાખેછે. તે અંદાજા પછી ઇજશને વંદીદાદ કરતી વખતે તે પાતરી દાંખલી લેઇ ફરી પાવ કરી હોમ ઘાલછે એટલે હાવોનીમમાં નાંખી લાલાથી પવીતર કલામો પઢતાં કુટેછે એટલે પેલાં ડાંખરાંને છુંડેછે. તે પાંણી જે ધણી હોધારા ઉપર ઇજશને યા વંદીદાદ બેઠા હોએ તેને પાએછે. વલી શીવાવરાં બચાંને પેહલુ હોમનું પાંણીના કતરો પાએછે અથવા કોઇ ઘણું આજારી માણસ હોએ તેને બી હોમનું પાંણી પાવાનું ફરમાંન છે. પણ તે હોમ પેલા પવીતરાઇથી ગાલેલો નહી, ચોખા પાંણીથી પેલાં પવીતર ડાંખરાંનો કટકો લેઇ મોબેદ તેને અવશતા પડી કુટી ગાલીને આપે. તે હોમનું ચોખું પાંણી પાવા આપવું જોઇએ.

ખાએ એટલે પીએ, તે પાંણીથી પવીતર કરે પોતાનાં અને બીજાનાં તનને, અગરજો કોઇને હોમનું પાંણી આપે તે અપવાતર હોએ તેને પવીતર કહીને ઠગાઇથી આપે તો તેને નાં અશો સમજવો એટલે તેવા ગુનાહગારને દોજખી સમજવો, તેને તોજશ કરવી. વરી હોમ બે તરાંથી પાવામાં આવેછે:

**પુછીઉ** કે તે ઠગાઈ કરે. હોમ છે કરી અમથું. પાંણી પીએ યા બીજાને અમથું પાંણી આપે, તેને શું તોજશ છે.

**અવસ્તા!**—હુપતે શતે ઉપા જનેનાંમ ઉપા જોદ અશપે અશતરીએ હુપતે શતે શરોશો ચરનીઅ.

**અરથ**—શાતશો ચાબુક ચામડાંના મારે.

દાદાર હોરમજદે જરથોશતને કહીઉ જે તેવાનાં અશો મોબેદને એટલે દોજખી મોબેદને શાતશો ચાબુક મારે. જો તેમ નહી મારવામાં આવે તો તે આખર શુધી મરગરજાંની ગણાએ.

---

## પરગરદ ૫ મી.

**પુછીઉ** કે જે માંણસ ગુજરે તેને કાંહાં મેલે.

**જવાબ** દીધો કે તેને ઉંચી જગા ઉપર યા

કધને મેલે, જાંહાં માંશ ખાનારાં ઘણાં પક્ષીઓ હોએ તાંહાં.

**પુછીઆ** કે તે પક્ષી જાહાડ ઊપર બેશે, તે બે કરે, એટલે ઓકે, જાહાડો કરે એટલે હગે, તે જાહાડની કાઠી આતશ ઊપર મુકે તો તે ગુના હની શું તોજશ છે.

**જવાબ** દીધો કે તે જાહડની કાઠી કાપી આ તશ ઊપર બારે તો ગુનેહગાર થાએ, કાંએ જે તે જાહાડ અપવીતર છે તેથી તે પવીતરાઇને મા રેચ. તેવી કાઠી કાપનાર તથા બારનાર પોતા ના બેહેશતથી બેનશીબ રહી જાએછે. તે મરગર જાંની છવતાં અશોઇને ખરાબ કરેચ, અપવીતર કરેચ, તેથી તે મરગરજાંની ગુનેહગાર થાએ. ખેતીનો કરનાર નેહેરમાં એટલે મોરીમાં પાંણી ચલાવી ખેતરમાં લેઇ જાએ તો, તેવા મજદી અશનીએ તે મોરી તરણ મરતબે તપાશી જોઇ પછી ખેતરમાં પાંણી ચલાવવું. જો માંણ શનો યા શગનો તે મોરીમાં કોઇ ભાગ પરેલો હોએ તે બહાર કાહાડી ઊંચી જગા ઊપર મેલી, પછી પાંણી ચલાવવું. જો તેમ નહી કરે અને ગફલતી યા બેદરકારી કરે તો તે ધણી ગુનેહ ગાર થાએ અને અશોઇનો નાંશ કરે, એટલે તે ખેતરમાં જાહાડ પાંન, ડુરવર, વનસપતી યા

દાંનો વાવેલો હોએ તે શરવે પવીતર જગા ઊ
પર વપરાએ તે અપવીતર થવાથી અશોઇનો
નાશ થાએછે.

**પુછીઊ** કે પાંણી તથા આતશ આદમીને મારેચ

**જવાબ** દીધો કે પાંણી યા આતશ આદમીને
મારતા નથી, તેવા ધણીને નાંએવતર દેવ
ખેંચી લેઇ જાએચ. આંતશમાં અને પાંણીમાં (૧૮)
તેનો આશતગોવાદ દેવ દમ બાંધેચ, તે આદ
મીના બખતથી તેમ બનેચ જેનું મોહત આવે.
વરી દાદાર હોરમજદ જરથોશતને કહેચ કે
પુર જલકાટવાલો ગઇઓકમરદ જેને પાહડપર
ખરે પગે બંદગી કીધી તનેબી મોહોતે નહી
છોડીઓ.

**પુછીઊ** કે જમેશતાંન યા હાંમીનમાં માંણસ ગુજ
રે તેને કાંહાં મેલે જેથી બીજાંને ગુનાહ નહી લાગે

(૧૮) આ બાબદ એવી છે કે ઇનશાંન માતરનું નેમેલું
મોહોત હોએ તેવારેજ તે ધણીનું મગજ પેહલા દેવા ફરેવે,
તેની બુધી ઘટે, તેવાં ઇનશાંનને ગફલત કરે જેથી આતશની
યા પાંણીની સંભાલ નહીં રાખતાં યા લાંબી મનશકતી નહીં
વાપરતાં તેવા ધણીની માંનો અકલ ગુમ થઇ જાએછે. જેથો
પાંનીમાં યા આતશમાં જાંણી બુજીને અથવા ગફલતીથી
પડેછે. તેવા ધણીને ગુમગહા બનવાનાં સબબે કોઇ રશતો
સુજ પડતો નથી. બાકી જો વગર મોહતનું મોહત હોએ
તો ખોદાની ખોદાવંદી ઉપર. સપુન જાએ, તેની નેમનુંક
ઉપર વીચાર આવે.

**અવસતા**—નમાનેહ નમાનેહ વીશો વીશે થરાઈઓ કતહે. (૧૯)

**અરથ**—ઘેરે ઘેર, મોહલે મોહલે, તરણ ખુણા.

**પુછીઉકે** તે કતે જગાની બીનાં શું છે અને શા રવેશે કરે.

**જવાબ** કે નહી ફખતાઈ, નહી તંગ, એટલે મુવાંના અંદાજાથી નહી મોહટી કે નહી નાંધલી.

---

(૧૯) આ બીનાંથી ચોકશ હેવું માલમ પરેછે કે લાશને મેલવા તેનાં અંદાજા પરમાંણે જરૂર ભોંએ ઓડીનેજ જગા કરવી જોઇએ. વરી કતરાતી એટલે તે લાસના અંદાજા પરમાણે અને તરણ જગો ઉપર. તેનું જાંણવું એક તો લાશ મેલી તુરત પેહેલીજ ગેહમાં દાદગાંલેઇ જાય તે. બીજીતો એકથી બે દહાડા સુધી રાખવી પડે તો વરસાદનાં હીંગાંમમાં દાદગાં લેઇ જાએ તે જગા, યા લશકર ગીરદીના આફત સંબંધી જો મહીના સુધી રાખવી પડે તો તેવી ગોઠવણથી બરાબર ઉંડી ઓદેલી જગા તેમાં મેલી પછી જે ઉપરથી ઢાંકન ચાની લેવાનો હોકમ આપેલો છે તે. તરીજી તો દુખમાની પાવીની જગા. એ તરણે જગા કતહે એટલે કતરાતી ઓદવી જોઇએ. વલી તરણ ખુણા તે દુખમાની કતરાતી પાવી પરથીબી ચોકશ થાએછે. તેથી સરવે જરથોશતી સાહેબોએ તેવી કતરાતી જગા ઓડીનેજ લાશને મેલવી જોઇએ. આજે દરેક ગાંમોમાં તેમજ ભોંએ ઓડીને મેલેછે. પણ ઓદા માલુમ કે મુંબઇ શેહેરમાં લાજી શું સબબે મેલેછે. અને વલી નવ અને તરોશ રાત તે લાજી ઘણા સાહેબો હલાએદી રાખતા નથી તેમ થવું જોઇ. એ નહીં, એ અતીશય રીમની ભરાઉ થાએછે.

એટલે લાશ મેલવા પછી તે જગા વધેબી નહી કે લાશનો કોઇ ભાગ વગર ખોડેલી જગાને લાગેબી નહી. એવી બરાબર ખોડે, પછી તે ખોદેલી કશ કુદારી વાલી જગામાં લાશને મેલે, પછી જમેશતાંન હોએ, યા લશકર ગીરી હોએ તો તે જગામાં બે રાત યા તરણ રાત અથવા મહીનાની દરાજી રાખે. એટલે વરશાદ વરશતો હોએ, અંધારી થાઇગઇ હોએ તે દુર થવા પછી, અગર લડાઇ ચાલતી હોએ અથવા કાંઇ આપ્ત સંબંધી અટકાવ નજર આવે તો તે લાશને મહીના શુધી ખાડામાં મેલી ઊપરથી તેનું મોનું પથરથી યા માટીથી બંધ કરે. પછી વરશાદ ચપે, લશકર ગીરદી અથવા હરેક આપ્ત બંધ થાએ, ખોરશેદની રોશની પડે, વા ફુકે, જમીન શુકાએ, તેજ વખતે તુરત તે લાશ પાછી બહાર કાહડી, માંથરવાંની એટલે ગેહેશારનું પઠી લેઇ જાએ. બે માંણશો ઊચકીને લેઇ જઇને મેલે. તુરત મુરગને ખવારી દીએ.

**પુછીઊ** કે તે આપ્તો દુર થાએ, વરશાદ ચપે, તોબી તે લાશ નહી લેઇ જાઇ ખોરશેદને ગરશની એટલે દુખને નહી મેલે તો તે ધણીને શું તોજશ છે.

**જવાબ** દીધો કે અશુઅ ગનીની તોજશ કરે એટલે અશો મરદને જેને મારી નાંખેઓ હોએ

અને તેવા ધણીને તોજશ કરે તેવી, જેથી તે મરગરજાંની થાએ. હુંમેશ હુંમેશ પતેત કરે દીનના પેશવા આગલ સવાબ ચાહે એટલે દશ-તુર આગલ તોબા કરે.(૨૦)

(૨૦) તુરત માંશ ખાનાર જાનવરને ખવાડી દેવાની ફીલશુફી ધરમની એવી માલમ પડેછે કે પેલાં ગુજરનારનાં તનને બગ-ડવા દે નહીં. જેમ જેમ વખત ભરાતો જાએ તેમ તેમ તેનાં તનમાંનો ભાગ ફુલાઈ કોહીને તેની ખરાબ હવા ખુદ રતી શોરાખમાંથી અથવા બાલોના શોરાખોમાંથી બહાર આવી બીજાં જીવતાં માણશોને તે ખરાબ હવાથી નુંકશાંની થાએ છે. વલી પેલી લાશ કોવાડી મેલવાથીબી તેના પેશીના લો-કોને મોહોટો ગુનાહ લાગેછે. જેથી બને તેમ જે ગેહમાં ગુજરે તેજ ગેહમાં તુરત લેઈ જવી જોઇએ પણ આજના મુંબઈના અને બીજાં ગાંમોના કેટલાએક જરથોશતીઓ તેવા ગુનાહ વીશે ઘણી બેદરકારી કરેછે. અંગ-રેજી કાએદા પકડી શુધરેલામાં ખપી જઇ, અવરે અવર બલકે તેથીબી વધારે વખત નજીવી બાબદોને વાશતે ઘેરમાં રેવા દેઇ બીજાં જીવતાં માંણશોને નુંકશાંન કરેછે, તેવોમાંથી કોઇ કોઈ શાહેબો તો ખા ખશુશ વખત છતાં મોહટી મીજલશો થવાની અને જુઠું નાંન મેલવવાની કાલજી રાખી ઘણો વખત પેલી લાશને કોહવા દેછે. અથવા કોઇ શગું આવવા નું છે એવે બાહને એક દહાડાથી બે દહાડા ઘેરમાં રેવા દઇ ગુનેહગાર થાએછે. એ પણ અતીશય ભુલ ભરેલું છે. વલી મારા જરથોશતી શાહેબોની જાંન કીજે લખોને એ લાશો કરૂંછું. પેહેલું તો તે લાશનો ભાગ કોહવાથી તેનાં તનમાં

**પુછીઊ** કે એ દાદાર તે નશા ઊપર, દુખમાં ઊપર, તેમાંના હાડકાં ઊપર તું પાંણી વરશાવેછે, અને કદહુને વાશતે તાકીદબી તુંજ કરેછે, કદેહુ એટલે આફ્ત યા લશકર ગીરદીથી અથવા વરશાદનાં વરશવાથી પેલી લાશને એક દહાડાથી એક મહીના શુધી ઘેરમાંથા નશાખાનાંમાં ખાડો ખોદી તેમાં મેલી તેનું મોહુ બંધ કરવા ફરમાંવેછે અને તે હીંગાંમ અપવા પછી લાશ દાદગાં લેઇ જવા તાકીદ આપેછે તે ઊપરાંત રશતામાં જો વરશાદ પડે તો તે લાશને કોઇ જગા મલી આવે તો પછી તીયાં મેલવા વરી હોકમ આપેછે તેનું કેમ, વરી વરશાદની ધાશતી હાએ

---

નો કોઇ ચેપી રોગ અથવા ખરાબ હવા શુરાખોમાંથી બહાર નીકલી તે જીવતાં જેવો આજુબાજુ બેઠલાં છે તેને લાગુ થવાથી તે દહાડેજ નહીં. આશતે આશતે તેને લાગુ પડેછે. બીજું તો તે ઘેરમાંના શઘલાં પોતાના જીવતા આતમાંને મારી, ભુખે રહી રડવા કુટવાથી પોતાનાં તનને બોગાડો કરવા બાદ બીજાં માંણશોનાં દીલ કચવાવી તેઓના જીવને નુંકશાંન કરેછે. તરીજું તો ઘેરમાંનાં કુમલાં મગજનાં બચાંને હેબત પોહોંચવાથી અને ઘણાં વખત શુધી તેઓને ભુખે રાખવાથી અને વરી પેલી કોહોતી હવા તેઓને જલદી લાગુ થાએ છે તેવોની માવજત થતી નથી એ વગરે અતીશય ગુનાહ પેલા ગુજરનારના નામને વાશતે પોતે કરી તેવા ગુનાહ મુવાંને લાગુ કરેછે, તેમ થવું જોઇએ નહીં.

તે વખતેબી ઘેરમાંથી લાશ કાહાડવાને હોકમ નથી એવું ફરમાવેછે. તેવારે તેવા નશા ઊપર તુંજ પાંણી વરશાવેછે.

**જવાબ** દીધો કે એ જરથોશત તુ રાશત કહેછે. હું જે હોરમજદ છેઊ તે પાંણીનું વરશાવું નશા ઊપર કરૂંચ, તે માંહરી નેમ પરમાંણે. જરે ફરાંકરદ દરીઆનાં પાંણી બાદલાંની મારફતે વરશાવુંચ. સઘલી જગા ઊપર હું વરશાવી દુનીઆની હશતીનો ખોરાક પેદા કરૂંચ, દાંણો પેદા કરૂંચ, ઘુરવર, બીજી વનશપતી માંણશોને વાશતે પેદા કરૂંચ, વરી પાંણી દુનીઆમાં ચલાવુંચ. હું તમાંમ જીવદાર કાયાને વાશતે: વરી દાદાર અશો જરથોશતને કહેછે કે તમો ઈનશાંન માતરે તેમ કરવું નહી, જનમથી જનમશુધી માજદી અશની જરથોશતી દીનનાં હોકમ પરમાંણે ચાલવું. નેક મનશની, નેક ગવશની, નેક કુનશની શાથે.

[આ બાબદ લાશને મેલવાની એવી છે, જે આગલા વખતમાં તે છેક હાલ શો વરશની વાત ઊપરબી કોઈ કોઈ શેહેરમાં મોહોલે મોહોલે મોટાં મોટાં નશાખાનાં બાંધી તઈઆર રાખતા હતા જેમાં પેલી લાશ હરખત વખતે મેલવામાં આવતી હતી. પણ તે રવઈઓ ગુમ થઈ ગી

ઓછે. બીજાં ગાંમડાંઓમાં તો બે તરણ માં ણશો યા પાંચ દશ માંણશો આખાં ઘેરમાં રેહેછે, તે થી ઘેરમાં મેલવાનો રવાઈઓ ઘણાં વરશનો પડી ગીઓ હોએ પણ મુંબઈ જેવી ગીચ વશતીમાં અને ઘણીજ ટુક જગામાં લાશને મેલવાનો રતીબાર બી તાલો નથી, અતીશય હલેખર થઇ જાએછે. જેટલું બોલું ને જેટલું લખું તે થોડું છે. પણ લાગતા વલગતા શાહેબો તરફથી અથવા આખા જરથોશતી ટોલાની કાલજી હોવાથી આ મુંબઈ શેહેરમાં તેવા વખતે એટલે માંણસનો પરાંન જાતી વખતે મેલવાને તેની ધરમ કીરીઆ કરવામાં જગેજગ નશાખાનાની અતીશય જરૂર છે. તેમ જો હોએ તો ધરમનીતી જલવાએ, મુવાંને માંન મલે, વરી બીજાં જીવતાં માંણશોને નુંકશાંન થાએ નહી. ઇતીઆદી.]

**પુછીઊ** કે કેઇ છે બાલાતર દીન જે દેવથી જુદી, જેના શખુનો ઘણા નેક છે. જે બોલવાથી દેવનો મારગ જુદો હોએ બાલાતર શખુનથી.

**જવાબ** દીધો કે તે જરથોશતી દીન, જેના શખુન ખુબ બાલાતર, જે દેવથી જુદી છે, એટલે બુતપરશ લોકોથી તથા અપવીતર લોકોથી અને બુરા લોકોથી જુદી છે. જેમ જરેફરાંકરદ દરી આનું પાંણી બીજાં પાંણીઓ કરતાં બલાતર

એટલે મોટાં છે, તેમ જરથોશતી દીન બીજી દીનો કરતાં ઘણી બેહેતર છે. જેમ નાંધલાં પાંણીઉપર જરેપ્રાંકરદનું પાંણીબાલાતર છે, તેમ જરથોશતી દીન બીજી દીનથી બાલાતર છે. એ જરથોશત તેની મીશાલ એ છે કે જેમ આશમાંન જમીન ને ઢાંકેચ, જેન આશનાંન જમીન ઉપર બુલંદછે, એટલે બાલાતર છે. તેમ જરથોશતી માજદી અશની દીન બીજી દીનથી જુદી અને બેહુતર દીન છે.

**પુછોઉ** કે આદમી ગુનાહ કરે તે પોતાનો ગુનાહ કોણની આગલ પોકારે.

**અવસતા**—ડુખતો રતુશ ડુખતો શરોશા ઉઅરેજો.

**અરથ**—જે ગુરૂ હોએ તેની આગલ પોકાર કરી તાજશ કબુલ કરે. એટલે દસતુર આગલ.

વરી કહીઉ જેકોઇ ઘણી કોઇને તે નહી શીકશા કરે યા કરાવે. તેને દરૂન આપે, તે નહી આપે. એ ટલે કરવાને હા કહી પઇશા ખાઇ જાએ. ઠગાઇ કરે. કોઇ શોંપે યા નહી શોંપે, એટલે જે કોઇ દરૂન કરજો કરીને શોંપીઆ હોએ પણ તે નહી કીધા હોએ, તેનો શવાબ તો તેને એટલે તે શોંપનાર ને મલે. પણ શોંપનારનો અને લેનારનો પોકારો જે દીનનાં દશતુર હોએ તે આગર કહે, તો દશ

તુર તેને લાએકની શીકશા કરે. અગર બીજો વધારે ગુનાહ કીધો હોએ તેની પતેત કરી દીન ના દશતુર આગર પશેમાંન થાએ. તેની તોજશ પતેતની છે. અને તે ગુનાહ ફરી કરે તો તેને તોજશ કરેછે. છેક શુધી, જો તોજશ નહી કરે તો તેનો ગુનાહ વધી તે મરગરજાંની થાએ.

**પુછીઉ** કે ઘણાં માંણશો એકઠાં એક બીજા તરા ઊપર શુએ અને તેમાંથી એક મરેતો કેટલાં આદમીને રીમની પોહોંચે, તેવો રીમન થાય.

**જવાબ** દીધો કે ગુજરનાર હયોરનાંન હોએ તો દશ માંણશ શુધી રીમની પોહોંચે. પછી બધાં પાખ રેહે. રથેશતાર એટલે ઊમરાવો, પાદશાહો, પેહેલવાંનો, હોએતો નવ માંણશ. વાશતરીઓશ એટલે બુરજીગર ખેતી કરનારો હોએ તો આઠ માંણસ શુધી રીમન. પશુ હોરૂન શગ હોએતો શાત માંણસ રીમન. વેશ હોરૂન શગ હોએતો છ માંણશો રીમન. વોહુનજગુન શગ હોએ તો પાંચ માંણસ. તરૂક નામનો શગ હોએતો ચાર માંણસ. શોકરૂન નાંમનો શગ હોએ તો તરણ માંણશો. જેરાશ શગ હોય તો બે માણસ રીમન. વેજુશ નામનો શગ હોએતો એક માણસ રીમન થાએ. એ શગ ઘણાં લાંબા કાનનો છે. એટલાં રીમન એક બાજુ બીજી બાજુ આશપા

શથી ફરતાં ચારો તરફથી રીમન થાએ, તેઓ રીમન નાહે, પછી નવ રાતનું બરશનુમ લેએ.

**પુછીઊ** કે જુદદીનનો ગુજરેતો કેટલા રીમન

**જવાબ** દીધો કે બીજી દીનનો રીમન નથા, હેર નશા બરાબરછે. પણ તે જુદંદીનનો જીવતો રીમન છે. તુરકશતાંનનાં લોકોબી એવી રીત પાલેચ.(૨૧)

---

(૨૧) જુદ દીનવારા કોઇબી હોએ તે અપવીતર મરગર જાંની જીવતો રીમનછે. કારણકે તે કોઇબી તરેહથી રીમની જાળ વતો નથી. હવે તેને રીમનીની પદવીમાં એટલા વાશતે ગણેલા છે કે તે દશતાંનની યા શાવાવરી ઓરતની, ગોશલની, આતશ તથા પાંણીની વીગેરે કોઇબી ચીજની સંભાલ કરતો નથી. ઘરાંનમાં પાદશાહી દોરમાં જુદદીનવાલાને પોતાની શાથે આમેજ કરતા હતા નહીં. પણ જેવારથી યજદેજરદી પાદશાહની પાદશાહી આખર થઇ અરબ લોકો પાદશાહી લેઇ બેઠા, તેના પાદશાહી દોરથી એક બીજામાં આમેજ થયા. પોરશીઓ દરેશ યવા લાગા, પણ જેવા દીનસુરત અને પઢેલા હતા તેવા પોતાના ધરમમાં ખલલ થતી જોઇ બાગ બગીચા, ઘર, બંગલા, હજારો વીંધા જાગીર એટલે જમીન પડતી મેલી, ધરમ જાલવવા બચેલાં ધરમ પુશતકો લેઇ હીંનદુશતાનમાં આવીઆ, એટલા અંદાજામાં હજારો તરેહની આફતો ખમી હીનદુ રાજાનો આશરો મેલવેઓ. તે રાજાએ કેટલાએક ચોકસ કોલ કરી પછી પોતાના મુલકમાં પેશવા દીધા તે આજની ઘડી સુધી આપણે હીનદુશતાનમાં છેઇએ. હવે જેઓ આમ લોકો યા ખેડુતો આજુબાજુના રેહેનારા હતા અથવા પોતાની મીલકત

**પુછીઊકે** જાંહાં પવીતર કાંમો થતાં હોએ, પવીતર કેબલો હોએ તાંહાં એટલે દરેમેહેરમાં શગ યા માંણશ ગુજરે તો શું કરવું.

**જવાબ** દીધો કે તે જગા ઊપરથી આતશ અને તમાંમ આલાત એટલે બોએદો ઈઓજ

---

છોડી આવવાને રાજી ન હુતા તેઓ તેવા દોરમાં રેહેઆ તે આજની ઘડી સુધી તેવોનું વંશ ત્યાં છે. હવે જયાં પાદશાહજ જુદદીનવારો હોએ પછી ગમે એવો અદલ યા માયાલુ હોએ, પણ તેનાં રાજમાં વશવું તે હમશરીક એટલે એક બાજનમાં એક થવા વગર તો ચાલે નહીં. જેથી તે વખતનાં આપરા ને આગાનો જેવો પુર દાંનાવો હતા તેવોએ આવો બંદોબરત કીધેલો માલમ પડેછે કે જુદદીનો શાથે વારેઘડીએ એકઠું થવું પડે અને વખતે વખત ગીમન નાહાવા કાંહાં જાએ,ને તે કેમ બને. એવો પુખત વીચાર રાખી પછી જુદદીન વારાને અડકવા બાદ ફકત કુશતી પાદીઆવ કરવાને ચોકશ કરીઊ હોએ, તેમ કીધાપછી બંદગી અથવા ધરમ કીરીઆ વગેરે પવીતર કાંમો કરવાને ચોકશ કીધું હોએ તેમાં કંઈજ શક નથી. વરી આપણે કુશતી પાદીઆવ કરીએચ તે જેટલું ખોલું તન વશતરની બાહેર રહેછે તેટલુંજ પાંણીથી ધોઈ બંદગી કરીએચ. તેપી જરથોશત શાહેબની ખરી પ્રીનશુપી જાનવેલી માલમ પડેછે, એટલે જેટલું બદન ખોલલું હોએ તેને કોઈની હેરનશા જેવી ચીજ લાગુ થવાથી ગોશલ કરવાને બદલે તેટલીજ જગો શાફ કરીએચ. તેમજ જુદદીન વારાને તે વખતથી હેરનશા બરોબર ચોકશ કીધેલો માલમ પડેછે.

દાથરેગરી કરતી વખતે એટલે ઇજશને વંદી દાદનાં કાંમો કરતી વખતે હીઘોરા ઊપર જે આ લાતો ગોઠવેચ, જેને ચાલુ બોલીમાં પરગનું કીધુ એવું બોલાએચ, તે શઘલા આલાતોને કેહુછે, તે લેઇ જાએ. પછી જમેશતાંનનો વખત હોએ તો નવ રાત, એટલે રપીથવંનો વખત અને ગરમ રતુ હોએ તે વખતને કહુછે..અને હાંમીન હોયતો મ હીનાની દરાજી,એટલે તીશ રાત. હાંમીનનો વખત એટલે શરદ રતુ અને બીજી હાવનનો વખત હોએ તો એટલા અંદાજા શુધી તે જગા હલાએદી રાખે. તે પછી આતશ અને તમાંમ આલાત તે જગા ઊપર લેઇ જાએ તે ઘરમાં એટલે દરે મેહેરની જગામાં. આ બાબદ અગીઆરી વીશે શમજવું અને રેહવાનાં ઘેરમાં જો તેમ ગુજરે તો તેની કશ કુદારી પછી આગર આવશે. તે અંદાજા પરમાંણે શરવે વાપડે, તે જગાની કશકુદારીની જાંએ ઊપર લખવા પરમાંણે પાખ કરવી. (૨૨)

---

(૨૨) પણ આ જગા ઉપર બે બોલ બોલી મારા મેહેર બાન જરથોશતી ભાઇઓને ઓલાશો કરૂંચ કે આવી પવી-તરાઇ ખાજાં ગરીબ ગાંમોમાં વપરાએચ તેથી ચોથે હીશ્શે મુંબઇ જેવાં નાંમીચાં શેહેરમાં જયાં ઉમરાવ લોકો અને વીદવાંન લોકો અથવા કાબેલ ધરમગુરૂઓ વશેછે, તેવીજ

**પુછીઊ** કે એ અંદાજાની અંદર આતશ અને તમાંમ આલાત તે ધેરમાં એટલે દરેમેહેરમાં લેઇ જાએ તો તેવા ધણીને શું તોજશ છે.

**જવાબ** દીધો કે તે અંદાજાની અંદર લેઇ જાએ તેને બશો ચાબુક ચામડાંના મારે એટલે બશો ફટકા બાંધી મારે, જો તેમ નહી કરે તો તે મરગરજાંની થાએ અને શુમાર તોજશ ભોગવે, એટલે આખરના રાતે યાને તે ગુજરવા પછી તરીજી રાતે તે ગુનાહુનો હશાબ થાએ પછી તેને તેવી જગા મલેકે તેને છોડે.

**પુછીઊ** કે માજદીઅશની દીનની ઉરત મુવેલું બચું જણે પછી તે ઉરતને શું કરે.

**જવાબ** દીધો કે ધેરને દરમેઆંન ઘણી પાખ જગા હોએ, જયાં પાંણીનો શેજાર નહી હોએ તે જગા ઊનચી હોએ અને તે જગા આગલથી

જઆ ઉપર વપરાતી નથી. તે વીશે શું લખું અને શું રેવા દેવું. ખોદાની પનાહ. હવે પછી મારા મેહેરબાંનો દસતુરજી શાહેબો તથા મુખે અકાબર શાહેબો એવી ચાલતી અપવીત રાહ વીશે ધેઆંન આપી વીદવાંનોની એક પંચમંડલી કરી કોઇ ભલો બંદોબસ્ત કરે તો અલબત તેમબનવા વગર રહે નહીં કારણ કે હજુર વખત છે, આપણે માંથે અદલ રાજ છે, તે ગોયા આપણુજ રાજ છે એવું સમજી ટોલાની અને ધરમની કાલજી રાખી ચોકસ બંદોબશત કરવો જોઇએ, પછીતો તમો મુખતીઆર છેવો.

આતશ તથા ગોશપૂ'દો અનેબાંધેલી બરશમ વગેરે જે આલાત હોએ તેથી અને અશો મરદ હોય તેથી દુર રાખે.

**પુછીઊ** કે કેટલા અ'દાજાથી દુર રાખે, અને કાંહાં શુધી દુર રાખે.

**જવાબ** દીધો કે આંતશ તથા બુલ'દ બાંધેલી બરશમ વીગેરે જે આલાત' હોએ તેથી તથા ગોશપૂ'દાથી તરીશ કદમ. અશો મરદથી તરણ કદમ. પછી મુવેલું બસું મુકે તેથીબી તેજ રીતે દુર રાખે [illegible] તે ઓરત થીબી તેજગા દુર રાખે. તે અ'દાજા અ'દર ખોરાક ઇઆ વશતર હોય તે વાપડેનહી. અને તેના અ'દાજા બાહેર હોએ તે શુખેથી વાપડવામાં લાવે.

**પુછીઊ** કે તે ઓરતને પરથમ શું કરે, શું ખાણું આપે.

**જવાબ** દીધો કે ગોશપૂ'દની નીર'ગદીન, આતશની ખાખ એટલે ભશમ ખવારે એટલે નીર'ગદીનમાં નાંખી તરણ મરતએ પાએ અને નરમ ખોરાકદુધનો હોએ તે ખવારે. ઘોડીનું યા ગાએનું અથવા બકરાંનું અથવા ભેંસનુ' દુધ પાએ, પછી બી ખોરાક વગર પાંણીનો એટલે દુધમાં પકાવેલો ખવારે. દવા આપે તેબી વગર પાંણીની એટલે તે ઓરતને દીન તરણ કોઇબી પાંણીવાલી વશતુ

પડાવેલી ખવારે નહી અથવા પાંણી પાએ નહી. પછી હંમેશાં જેમ આગલ ખાતાં હતાં તેવો ખોરાક ખાએ, અને પવાતર (૨૩)થયા પછી રીમનીનું બર

(૨૩) પવીતર થવાની સમજ એવી છે કે જેમ ઓરતને દશતાંન આવે ને તે ખરાબ રોગ વેહતો બંધ થયા પછી પાખ થાએછે તેમજ શાવકવડી ઓરતનેબી તે રોગ બંધ થાએ. નહીં તાંહાંસુધી હલાએધું બેસવું. પછી પવીતરાઇ ચોકશ માલમ પડે તો સુએથી પવીતર થવું. આપણા વડીલોએ જે ચોકશ દહાડા ૪૦) મુકરર કરેલાછે તે અતીશય વાજબી છે. પણ તેથીબી વધારે વખતસુધી પેલો બુરો રોગ વેહેતોજ હોએતો પાખ થવું નહીં. ફકત તેવુંપાંણી બંધ થાએ અને તે વીશે પોતાની ખાતરી થાએ તો કંઇ ઓછા યા વધતા દહાડા મુકરર કીધેલા ચોકસ જણાતા નથી.

દશતાંન વીશે તેની જાલવણી વીશે મુંબઇ શેહેરમાં અતીશય બેદરકારી કરવામાં આવેછે. બીજાં ગાંમડાંમાંતો ઘણો ભાગ સંભાલ થાએ છે. પણ મુંબઇમાંતો અતીશય અપવીતરાઇ વાપડેછે. અને દશતાંનવાલી ઓરતને બેશવાની અને શુવાની જગા ઘણી હલાએદી જોઇએ. કોઇ પવીતર વશતુ ઉપર યા અશો મરદ ઉપર નજર નહીં કરવી જોઇએ. તેને બદલે આજે તો છરે ચોક બેશે છે, અશો લોકો શાથે છુટથી કલાકના કલાક વાત કરેછે, વલી વાપરવેશ તે જગા ઉપર એવી રાખેચ કે તે કેવાઇ શકાતું નથી. જે બાજી જગા ઉપર અરકાએલી ઓરત બેઠેલી હોએ તેની પાશેજ બે ચાર વારને છેટે પોછોરીના આરા અંતર કરી ધરમની કીરીઆ કરવામાં આવેછે. જે ઘણી પવીતર જગા ઉપર એટલે

શનુંમ લેએ તેઆરબાદ શરવે વશતુશે આમેજ થાએ, પછી તેના શરવે કપડાં ધોઇ લેએ. અંદાજા પરમાંણે. પછી શુકવી જાંહાં ખુરશેદની રોશની પડતી હોએ તે જગા ઊપર હલાએદાં મેલે અને તે કપડાં જે ઓરતને દશતાંન આવે તે વખતે પેહેરે, પાછાં ધોઇ તેમજ હલાએદાં મેલે, અને તે કપડાંને તે જાંહાંશુધી મજબુત હોય તેને બે હાથે

---

દરેમેહેરમાં થવી જોઇએ તેને બદલે બાજ ઘેરમાંજ ધંજાવેછે. તે ઉપરાંત વલી કોઇ માઠો બનાવ બનેચ તો તે ઘોલકી દોરાદોરમાં ઊચકી નાંખી તે જગા ઉપર પાંણી છાંટી યા ધોઇનાખી મુવેલી લાશ વટીક મેલેછે. શું એ અફશોશ ભરેલું નથી ? વલી દશતાંનવાલી યા શુવાવરો ઓરત જરા શીક પરેચ તો તેને રરાકુતે નહવારી શરવે શાથે આંમેજ કરી મેલછે. શું એ બેપરવાહી નથી! શું તે વીશે કોઈ ધરમ ગુરૂઓ ધરમનીતી સમજાવવાની બેદરકારીજ કરશે. શું તેનો બંદોબશત કરવા જોગ નથી, શું ટોલાનાં કોઇ મુખે નથી. પણ જાંહાં પારશી પંચ મંડળીજ નહીં, જાંહાં વાજબી પણુંજ નહીં, જાંહાં તાબેદારી અને બેપરવાઇજ જડ ઘાલી બેઠી તાંહાં અંગરેમીનોનાં દેવો શીવાય બાજુ કાંઇજ નજર આવતું નથી, જે વીશે આ જોગવાઇએ માહરા દસતુરજી શાહેબોને આજેજી શાથે અરજ કરૂંચ કે કોઇબી તરાંહથી ધરમના શુધાર ઉપર ધ્યાંન આપવું. અલબતાં તમો નાંમવરો ના જાહોજલાલીથી અથવા દનાઇ ભરેલી શીક્ષાથી હાવા પાપી મારગ દુર થશે.

તાંણીજોએ. અંદર કશીઅત હોએ તાંહાં શુધી તે વાપડે. પછી છેક બગડી જાએ તો, તે વખતે તે વશતરને જમીનમાં પરેજ કરે.

વરી દાદાર હોરમજદ કહેછે કે માહરો ખજાંનો પેદા કીધેલો નાંખી દેવાને વાશતે નથી. [એની મીશાલ એવી છે કે જેબી ઊપીઓગી ચીજો છે તે ગેર કાએદે બેદરકારી કરીને તે ખરાબ કરીનાંખી બીગાડવી નહી, અને કાએદા વીરૂધબી વાપરવી નહી, એ સઘલી ચીજો મીનો શાહેબનો ખજાંનોજ શમજવો. તે શાહેબેજ શરવે જીવતાં ઇનશાંન માતરને વાશતે વાપરવાની રચના કરીછે.]

**પુછીઊ** કે માંણસ મરે તેની ઊપર કફન અંદાજે કેટલું નાંખે.

**જવાબ** દીધો કે શપેદ એટલે રૂનું બનાવેલું કપરૂં તે મુવાંને અંદાજે વાપડે. તેથી એક રતીભાર વધારે વાપડે નહી, તેમાં નવું કપડું તો નહી. પણ નવેઃ દોરો (૨૪) એક ગજને અંદાજેબી વાપરીઓ હોએ તો તેવો ધણી તારીકીવાલાં અંધારાં ઘેરનો માલેક થાએ. રોશનીનાં ઘરથી બેનશીબ થાએ.

---

(૨૪) આ બાબદ ખચીત ધેઆંન આપવા સરખી છે. જેવારે એક ગજ નવો દોરો. વટીક મુવાં ઉપર નાખવાની મનાઇ છે તેવારે હાલ મુંબઇ જેવાં શુધારાનો દોલ ઘાલનારાં

## પરગરદ ૬ ઠી.

**પુછીઊ** કે દાદાર તે વેરાંન જગા ઊપર શગ યા મુવેલું આદમી દાટેલું યા પડેલું હુઆએ તેવા જગાપર કેમ ખેતી કરે માજદીઅશનીઓ.

---

શેહેરમાં અને વીદવાંન જરથોશતી સાહેબોની હજુર દરરોજ ગાંશરે ગાંશરે વશતર બગારેચ એટલે શરવેજ ઘેરમાંના શું અથોરનાંન કેરથેશતાર ઇઆ વાશતરીઓશમાં ઘણોભાગ ધરમનું ફરમાંન હોએ તેમ, અથવા નવાં કપડાં નાસેશાલાર યા ખાંચીઆ વાને આપવાનું શવાબ હોએ તેમ, ખોટું અને ગુનાહ ભરીઊ કરી તેને શવાબ શમજેછે. બીજા ગરીબલોકોને ઘરમાં પેહેરવાનાં વાખા હોયતોબી નવાં કપડાં લેઇ જરૂરજ. આપવાં જોઇએ, કરી તણાઈ તુટેછે તેને પઇશા આપવાને બનેનહીં તો પણ જાંણે દેવાનાં પણું લઇ બેઠાંછે. બાજે વખત તેવોને શમજાવીને કહેવાછતાંબી તેવા ગભરાટની વખતે તેવો કોઇ શમજતાં નથી. ફકત પેલી કોહતી રીમન લાશ તેની જગાપર જલદી લેઇ જઇને મેલવી તેમાં કંઇ નવાં કપડાં વગર ધરમને ખલેલ થતી નથી. પણ કોઈ સમજાવવા વારૂંજ નહીં મલે અને દશતુર શીવાએ જો કોઇગમે શમજાનીઊ હોએ તો તેની વીરૂધ કોઇ કોઇ દશતુરોજ ભલાંમણ કરી વાહલા થાએછે કે શાહેબ મુવાંને આબરૂ છે. વલી અફસોસ છે કે આવી તાકીદ છતાં મુંબઈમાં પેલા નાંમોચા દશતુરોએજ લાશ ઉપર નવું કપડું હોરાવીછતરી નો આકાર પંચાતના મુખીઅ સાહેબો પાશે કરાવીઓ છે. અને દર રોજ નવાં કપડાં રાસેરાસ ૩૦ તરણથી તે ચાર સુધીના વતીક બગડેછે. વલી ગરીબ જરથોશતીઓ ઉપર એ નવો ગુનાહ

**જવાબ** દીધો કે તે મુવેલી લાશ બાહાર કાહાડી ઊનચી જગાપર મેલે, વરશ એક લગણ તેવી જગા શાફ કરવા બાદ ખુલ્લી રાખે (૨૫) પછી તેપર પાંણી ચલાવે એટલે ખેતી કરવાને પાંણી ચલાવી જમીન ખેડે.

**પુછીઊ** કે દાદાર, તે માંણસ યા સગને દારૂ લુ યા લોહી વેહેતુ યા હુંદકું, બાલ તે જગાઊપરથી

---

ભરેલો કર લાગુ કરાવીઓ છે. તે ઉપરાંત ખાંવીઆ નાસે સાલારમાં કપડાં નવાં કે જુનાં બગડેછે તેનો તો કાંઇ શુમારજ નથી. દરરોજ આશરે ૩૦ ચાલીશથી પચાશ સુધીનો બીગાડો થાએછે

(૨૫) આ બાબદ શબ્કાર ઉપર પાંણી પડવા નહીં દેવું જોઇએ તે વીશે ચોકશ થઇ ચુકુ. પણ નવા વરસો મુંબઇ ખાતે જરથોશતી અનજુમનનાં શેઠીઆએ દશતુર સાહેબોનું મત લઇને હેવો ઠેડાવ કીધો કે વરશાદના દાહડા જરથોશતી મુવેલાંની લાશો લેઇ જાતાં ભીનાય છે તેની ઉપર કપડાનું પર ધાંકી લેવું, એ વીશે હમે તે દશતુરોનાંજ લખાંણોથી અને તેવોનાં ચોપાંનીઆંનાં લખાંણની મારફતે એટલે તેજ લખાંનથી તેમ કરવું ખોટું છે તે દેખાડવા હમે જાહેર વાહેજ કરી તેજ શાલમાં પંચાત તરફથી નીકલેલાં ચોપાંનીઆંનો રદીઓ આપીયો હતો. પણ પેલી કેહવત છે કે કાંહાં રાજા ને કાંહાં પરજા. મોટા ભપકાથી દશતુરે જેબી કીધું તે વાઉવા, અને વગર આશરાના એક ગરીબ મોબેદ કીધું તે છીટ છીટ, એવું આ ચાલુ હજારામાં બનેછે, એવી આ બુરા હજારાની તાશીર છે.

શાફ કરવા વગર રેહેવા દેઇ તે ઊપર પાંણી મેલે એટલે ચલાવે અને ખેતી કરે તો તેને શું તોજશ છે.

**જવાબ** દીધો કે તે ધણીને તનાપુરીગાન ગુનાહની શજા કરે, બશો ચાબુક ચામડાંના મારે તે ને બાંધીને. તેમ નહી કરે તો તે મરગરજાંની થાએ.

**પુછીઊ** કે પગે ચાલતાં યા દોરતાં અથવા ઘોડાપર બેશી દોરતાં જો પાંણીમાં મુવેલું શગ યા આદમી પરેલું નજર આવે તેને મજદી અશની શું કરે. તે એખલો હોએ તે શું કરે.

**જવાબ** દીધો કે તુરત પોતાનાં કપડાં જાંણ માંથી કાહાડી નાગા થઇ પાંણીમાં જાએ, તેને તુરત બાહાર કહાડી મુકે, જગા ઊનચી ખોરશેદ ની રોશની ઊપર જાનવર હોએ. એટલેજે કપડાં કહાડીને તે એખલો પાંણીમાં જઇ લાશને બહા ર કાહડી કપડાં પેહેરી ઊનચો પહાર હોએ, જયાં ખોરશેદની રોશની પરતી હોએ યા જાનવરો પાખશી હોએ તેવી ખોલી. તેપર મેલે.

**પુછીઊ** કે દાદાર હાડકું, બાલ, લોહી, નખ, પાંણીમાં નાંખે અથવા પેલી શડેલી લાશનું કંઇબી ચીજ પાંણીમાં રહી જાએ, જે ધણાં દહાડાની કોહી ગયલી હોય તેથી અને તેને નહી કાહડે તો તે ધણીને શું તોજશ છે.

**જવાબ** દીધો કે તેને મારે. બશો દુરરા એ ટલે ચાબુક.

**પુછીઓ** કે દાદાર, મુવેલું માણસ યા શગ તલાવમાં અથવા વેહેતાં પાંણીમાં પડે પછી તે પાંણી કેમ અને કેવારે વાપડે.

**જવાબ** દીધો કે વેહેતાં પાંણી છ કદમ ચારે બાજુથી દુર કરી એટલે છ કદમના અંદાજા પછી વાપડે, અને કુવાના તથા તલાવનો ચોથો ભાગ પાંણી કાહાડી નાંખી પછી માજદીઅશની વાપડે.

**પુછીઓ** કે દાદાર શગ યા આદમી મરે તેને કાંહાં મેલે.

**જવાબ** દીધો જે જાગા એ બુલંદ ઊંચી જયાં કોલાં, કુતરાં, વરૂ નહી હોય, એટલે તે જગાપર જઈ નહી શકે. પરદો કરે ચોખું ન પડતો. (૨૬) જયાં પાંણી, જાહડ નહી હોય તે જગા નશો નાંખે.

---

(૨૬) આ જગા ઊપર એવું ચોકશ થાયછે કે શગને વાશતેબી જુદી જગા કરો ફરતી દીવાલ ભરી લેએ. તેમજ દખમું બાંધવાનું ફરમાંન આવેલુંછે પણ તયાં આશપાશ જાહાડ યા પાંણી નહી હોએ શબબ કે પક્ષી તેમાંથી કોઇ ભાગ પાંણીમાં યા જાહડ ઉપર નાંખે નહી. વલી તેવી શગને મેલવાની બાબદ ઘણીગમ આવેલીછે. આજે શેંકડો વરશ થયાં એ રેવાજ આપણને નજર આવતો નથી, જે કેમ અ ને કે દાહાડાથી બંધ થઇ ગયોછે તે વીશે ચોકશ નથી.

## પરગરદ ૭ મી.

**પુછીઉ** કે માંણશ મરે તેની ઊપર નશશે દ રૂજ કેટલે વખતે આંમેજ થાએ.

**જવાબ** દીધો કે પેહેલી ગેહે પછી તે ઊપર અવા ખતરની તરફથી લાગુ થાયછે. નશશ એટલે પેહેલી ગેહે બદલાયા પછે ગુજરેલી લાશપર બીજીઇઆ ત રીજી ગેહેમાં નશશેદરૂજ આંમેજ થાએ. [આ બા બદથી ચોકશ આપણને માલમ પડેછે કે જેમ વખત પોહોંચતો જાએ તેમ તેનો પેટમાંનો ભાગ ફુલી ગલીચી વધતી જાયછે. અને તેના શોરા ખોમાંથી તે ખરાબ હવા બાહાર આવી બીજાં જીવતાં માંણશને લાગુ થાએછે, તેથી એ આપ ણા ધરમની ખુબીથી તુરત લાશને દુખમે પોંહ ચાડવી જોઇએ.]

**પુછીઉ** કે મુવેલી લાશની રસી અથવા લોહી કપડાંપર અથવા બીશતરા ઊપર લાગુ થઇ હોય તો તેને શું કરે.

**જવાબ** દીધો કે તેની રીમની જો કપડાંઊપર લાગુ થએલી હોએ તેટલો ભાગ કાતરી નાંખી તેને પરેજ કરે એટલે જમીનમાં ડાટે, પછી તે કપડાંને નીરંગે ધોએ, જો ચાંમડું હોએ તો તરણ મરતબે, જો રૂનું હોએ તો છ મરતબે, નીરંગે તથા ખાકે છ મરતબે ખુશ કરે, પાંણીએ છ મરતબે ધોએ, પછી ચાંમડાંનું તરણ મહીના ખોરશેદની રોશનીમાં મેલે, રૂનું છ મહીના ખો

રશેદની રોશનીમાં હલાએદાં મેલે. આવી બાબદ એક જગા ઊપર માંણશો એકઠાં થુવે તેમાં એક મરે તે વીશે તથા કપડાં ધોઈ લેવા વીશે આગલબી આવી ગઈછે તે આ જગાપર લખી નથી. વરી દાદાર કેહેછે કે એ જરથોશત મારી અરદુઈશુરનું પાંણી પાકી આપેચ તે જુવાંનોની મનીને, તે ઓરતનાં જેદાંનને, તે ઓરતોનાં દુધને પાકી આપેચ.

**પુછીઊ** કે તે કપડાં પાક થએલાં કોણ પેહેરે, કીઆ મજદીઅશની પેહેરે.

**જવાબ** દીધો કે નહી અથોરનાંન, નહી રથેશતાર, નહી વાશતરીઊશ પેહરે. તેવા ધણીની ઓરતને જે દશતાંન આવેલું હોએ તે પેહેરે. વરી દાદાર કેહેછે કે જે મારો ખજાનો છે તે બગારે નહી. એટલે કોઈબી ચીજનો અનઘટતો ઊપીઓગ કરવો નહી, કેમજે મેં તે ખજાંનો એટલા વાશતે પેદા કીધોચ, તે નાંખી દેવા યા ગેરમારગે વાપરવા પેદા કીધો નથી.

[વરી લાશ ઊપરબી અંદાજાથી વધારે કપડું ખરાબ કરવાની મનાઈ છે પણ નવાં કપડાંની યા એક હાત નવા દોરા વટીક વાપડવાની મનાઈ છે, જે વીશેની બાબદ આગલ આવી ગઈછે. મુવાંને સંજોગવાની બાબદ આવી છે તે શપેદ વશતર

થીજ સંજોગણું, એટલે કપડાં પેહેરાવી ખોડેલી જગા ઊપર મેલવું, તે કપડાં ઘણાં પુરાંનાં લેવાં, જે બીજાં માણશોના વાપરવામાં નહી આવે તેવાં છેક રદી, શફેદ તેબી રૂનાં (૨૭) વનેલાં હુઆએ તે.]

(૨૭) આ શફેદ કપડાંની ફીલશુફી એવીછે કે તે કપડાંથી મુવાંનું શઘલું બદન ઢાંકવું, પેશાંનો એટલે તેની આંખનો ભાગ ખુલો રાખવો, એવી બીનાથી ચોકશ ધરમનાં ફરમાંન પર માંણે પેલી લાશને પદાંન બાંધી તેના બે શુરાખ બંધ કરવા. અને એ વીશે પેલા બાહોશ, ધરમ ઉપર ચુસ્ત, ધરમની કાળજી રાખનારા, તેની ફીલશુફી આગર વધારનારા, ગાંઠનો જર ખરચી બાજાઓને બોધ આપનારા, વીદીઆરથીમાં પબલીક થએલા શેઠ ખરશેદજી રૂશતમજી કાંમાંએ યજદેજરદી સને ૧૨૪૭ માં મુંબઇ મધે દાન છ, વંદીદાદમાં આવેલા ધરમની ખુબી વીશે, રીમની ઉપર વાએજ કરી હતી, તેવણની બોલ-વાની મતલબ ઊપરથીબી મુવાંને પદાંન બાંધવું શાબેત થયું છે. જો કે તેવણે ખુલ્લા બોલથી કહું નથી પણ તેવણનાં ફીલશુફી ભરેલાં શમજાવવાથી અને શફેદજ વશતરની બીનાં થીબી શાબેત થયું છે. તે આ પરમાંણે છે. (શફેદ કપડું બંદગી કરતી વખતે અથવા મુરદાલ લાશને શંજોગતી વખતે વાપડવાનો હોકમ છે, તે કપડાં ઉપર નશશ દરૂજ લાગુ થતો નથો એટલે રીમની લાગુ થતી નથી. ખરાબ હવા, જેહરી હવા એટલે તે હવાનાં બીઆં તે લાશનાં ખુલ્લા ભાગોમાંથી અથવા જો કાંઇ ચાંમડી ફાટી હોએ તેમાંથી જલદી બહાર આવી જીવતાં માંણશને લાગુ થાએછે, તેટલુંજ નહીં તે મુવાંનાં

હું હોરમજદે ખજાનો આપીઓચ તે નાંખી દેવા નથી. ખરાબ કરવા આપીઓ નથી. જો તે મારો ખજાનો ગેરશલુકીથી બેઅંદાજે વાપરે તો તે ધણી અંધારૂં ઘેર હાંશલ કરે એટલે દોજખી થાએ.

જેટલા બાલો છે, તે દર બાલના જીણાં શુમ શુમીઆં એટલે હાંધરાંમાંથાબી તે જેહેરી ખીઆં બહાર આવેછે.) હવે તમો ભલા જરથોસતી સાહેબો દરીઆફત કરો કે બાલના શુમશુમીઆં એટલે જીનાં શોરાખમાંથી ખરાબ હવા નીકલી બીજાં જીવતાંને લાગુ થાએતો નાંખ અને મોંનાંનૂં મોહોટું ગબારૂજ ઓલું રેહે તેમાંથી કેટલી ખરાબ હવા યા ગંદગી અથવા નશશે દરૂજ બહાર આવી જીવતાં માંણસને કેટલી નુકશાંની પોહોંચતી હશે તે વીશે તમોજ દાંનેશમંદ શાહેબોએ વીચાર કરવો એટલીજ હું આજેજની એલતેમાશ છે.

આગલ જરથોસ્તીઓએ શુરતમાં કાંકરાખારીનાં દુખમાંમાં પેહલ વેહલી લાશ પદાંન બાંધવા વગર મેલી જેથી તે હીંગાંમમાં પરાંવારા દીનચુશત જરથોશતીઓ મુવેલી લાશને નોશારી લાવેઆ હતા તેઆર બાદ સંવત ૧૭૭૯ નાં રોજ ૧૮ મો માહા ૨ જો માગશર સુદ ૬ ને વાર શોમે બીજું નવું દુખમું શુરતમાં બંધાવવાનો ઠેડાવ કીધો. અને ઉમરા ગામની પાશે ભથાંનેમાં દુખમું બાંધીઊં પણ તે ઘણુંજ લબ બાંણ પરવાથી આશરે એકસો ઉપર વરશે સંવત ૧૮૮૧ માં પાછું બીજું દખમું કાંકરાખારીમાં બાંધીઊં. જેવારે એક જરથોશતી શરકારી અમલ ચલાવવા લાગો તેની હીંમતથી લાગતા વલગતાઓએ તેખી દખમું વગર પદાંન બાંધેલી

**પુછીઊ** કે જે માંણસ આદમીનો યા શગનો નશો ખાએ તેને શું તોાજશ છે, તે કેટલો ગુનેહગાર થાએ.

**જવાબ** દીધો કે તે નહી પાખ, એ અશો જરથોસ્તત, તે હંમેશ હંમેશ રીમન થાઓ.

**પુછીઊ** કે તે નશઃ ખાનાર માંણસને કેટલી સજા કરે, તે કેમ.

---

લાશને મેલી ૨૬ કરી હરખાત કીધી. તે વીશે નોશારી વાલા શાહેબોએ દશતુર શાહેબ રૂશતમજી નોશેરવાંનજીની મુખતીઆરી હેથે શરકારમાં ફરીઆદી નાંખવા એક અરજી આશરે ૪૦૦) ઉપર શહીની કરી હતી તે અરજીની મુખતેઆરી જણ ચારને આપવામાં આવી હતી. તે શાહેબોનાં નાંમ દશતુર ખરશેદજી બરજોરજી, એદલજી નવરોજી પાવરી, હોરમજી આદરજી મશાંની, પારશી કારાભાઇ પેશતનજી, એ ચાર સાહેબોને આપેલી સતાથી ફરીઆદ કરવાનાં હતા તેટલે એક જરથોશતી જે શરકારી નોકરીમાં હતા તેવણુને ખબર થાવાથી શુરતમાં રાતોરાત દશતુરજી સાહેબ રૂશતમજી નોશરવાંનજીને ગભરાવી તે અરજી તેવણનાં હાથમાંથી લેઇ મેલી, જેથી નાંચારીએ ફરીઆદ કરવામાં આવી નહીં જેને આજે વરશ ૫૭ સતાવન થયાં છે. હવે મુંબાઇમાં ઓદા માલમ કેદારથી ને કેમ એ રવાઇઓ ધરમથી ઊલતો ચાલેઓ તે માલમ નથી. વલી દાખલા તરીકે નોશારીમાં દમનવાલા શેઠ માંણેકજી કાવશજીનું છોકરૂં ગુજરેલું તેનાં તાંતીઆ વાલી દુખમાંમાં મેલેલું માલમ પડવાથી તે દખમું વરશ એકને માશ એક

**જવાબ** દીધો કે નથી તે પાખ, નથી તેની શજા, હંમેશે હંમેશ,તે અપવાતર છે. નહી આ તશને, નહી પાંણીને, નહી ઓરવરને, નહી ગોશ ફંદાને અડકે, નહી તે પાખ જગામાં આવે.

**પુછીઊ** કે મુવેલાં માણશનો યા શગનો નશો લાકડાં ઊપર અથવા જાહાડ ઊપર પડે તો તે કેમ પાખ થાએ.

**જવાબ** દીધો કે લીલું લાકડું હોએતો વેંતની દેરાજી, શુકું હોએ તો હાથની દરાજીથી કાપી નાંખે, પછી તે રીમન લાકડું કાપેલું ડાટે, અને પેલાં લાકડાં પાંણીથી ધોઇ વાપડે. એ જ રથીશત મારા આતશ ઊપર કાઢી જોઇને બારે, અંદાજો તેર માશ (૨૮) પછી આતશપર બારે.

**પુછીઊ** કે માંણશનો યા શગનો નશો આતશમાં, પાંણીમાં, ખેતરમાં, શુકા તથા લીલા અ

એટલે તે નોશારીનું દુખમું તમાંમ નીરંગથી ધોહી નાંખી તેર મહીનાં વાપરીઊ નહીં તેને આશરે વીશની અંદર વરશ થાએઆં છે. જેવારે લાગતા વલગતા હાવી જુલમી ચાલ ધરમ સંબંધી ચલાવે પછી બીજા ગરીબ અથોરનાંનો તેનો ઉપાય શું લએ. અને અથોરનાંન ટોલાનો વાંક કેમ કહડાએ.

(૨૮) આ જગા ઉપર આપણને ખુશઓદાર અને શોજીકાથી બારવાનું ફરમાંન આવેલું છે. તેબી જાહાડ કાપવા પછી તેર મહીના શુકાવા દેઇને અથવા પેલું રીમન લાકડુંબી તેર મહીના હલાએદું ઓરશેદની રોશનીમાં રહેવા દઇ પછી વાપરવું.

નાજમાં, કાપેલોયા નહી કાપેલો, કુટેલો યા નહી કુટેલો હોએ તેમાં પડે તેને શું કરે.

**જવાબ** દીધો કે આતશને પાખ કરે, પાંણી (૨૯) પાખ કરે, અંદાજા પરમાંણે દાંણો થોડો ઘલ્લામાંથી કાઢી નાંખે, પછી શરવે પાખ થાએ.

**પુછીઉ** કે જે ઘણી ડાકટર થાએ મજદીઅશનાંન, બીજાઓને તનદરૂશતી આપવાને વાશતે તે શું કરે.

**જવાબ** દીધો કે તે મજદીઅશનાંન પેહેલી દવા અજમાએશ કરે.

**પુછીઉ** કે તે શા ઉપર, કેમ અજમાએશ કરે મજદીઅશનાંન.

**જવાબ** દીધો કે નહી હુયોરનાંનને, નહી રથે શતાર, નહી વાશતરીઓશને, નહી ભલા વીચારનાને એટલેજે તે પેહેલવેહેલી દવા ભલા લોકોને પેહેલાં ખવાડે નહી. પેહેલી તે દવા બુરા વીચારના બુતપરશત હોએ તેને ખવાડે. એક મરતબે, બીજી મરતબે બીજાને, તરીજી મરતબે તરીજાને, જો તે દવાથી તેઓ મરેતો ફરી કોઇને નહી. ફરી કોઇ જુદદીનનાંનેબી નહી

(૨૯) આતશ પાખ કરવો તેનું જાણવું એજે જેમ આતશ બેહેરાંમનાં આતશને પાખ કરેછે તેમ કરી તેની હવાથી બીજા આતશ રોશન કરી પછી વાપરે. એ બીનાં આગળ આવશે.

ખવાડે. અને તે અજમાુવેલી દવા ચોથી વાર ખવારે અને પછી તે મરે તો ખવારનાર ડાકટર મરગરજાની ગુનેહગાર થાએ.

**પુછીઉ** કે અગર મજદીઅશની ડાકટર જે ભલા વીચારવાલાને વગર અજમાવેલી દવા ખવારે અને તે મરેતો કેટલો ગુનાહ તે હકીમને લાગે.

**જવાબ** દીધો કે તે બોદાવરશતેની તોજશને લાએકનો થાએ. તે દવા અજમાવીઆ પછી તે અજમાવેલી દવા મજદીઅશની યા હરકોઇને ખાવામાં આપે, પછી તે દવાથી હથોરનાંનને આરામ થાએ તો તેવા દશતુરો મોબેદો તેવા પહરેજગારલોકો, પેલા હકીમ ઊપર દુવા કરે તેની તનદરોશતીની. એટલે જે ભલા અને પહરેજગાર લોકોની પેલો ડાકટર મુફ્ત દવા કરે તેનાં હકમાં તેવો તંદરોશતી ચાહે, એવું માલમ પડેછે. ઘેરના વડાને આરાંમ કરે તો નીચાં ગોશ ફંદો એટલે બકરાં ઘેંટાં હકીમને આપે. મોહલાના વડાને આરામ કરે તો તે હકીમને જીવતી ગાએ આપે. શેહેરના શાહેબને આરામ કરે તો મોહોટાં ઢોરની કીમત આપે એટલેજે રૂપીઆ આપે. અગર ગાંમના પાદશાહને આરામ કરે તો ચાર ઘોડાના રથ આપે. હથોરનાંન ઓરતને આરામ કરેતો દોવા ચાહે. ઘેરની સાહેબજાદીને

આરાંમ કરે તો દુધમલ ગદેડી આપે. શેહેરના શાહેબની ઓરતને આરાંમ કરે તો મોહોટાં ઢોરની કીમત આપે, ગાંમની શાહેબજાદીને આરાંમ કરેતો પાલખી આપે,મોહટાં ગોશપંદોને આરાંમ કરેતો બકરીની કીમત આપે. બકરીને આરાંમ કરેતો દુધ આપે, તે જેટલું ખાએ તેટલું, હેવી અજમાએશ કરેલા હકીમને મોજદ આપે. વરી પેહેલી નશતરથી આરામ કરે. યા દવાથી અને હુથીઆરથી, પછી અવશતાવાંની પઢવાથીબી આરામ થાએ છે. તેજ શરવેમાં ઘણી તંદરોસતી આપે. માથરે વાંની પઢવાની, તે માંથરેવાંની પરેજગાર લોકો પઢે. એટલે જે પોતાથી નહી પઢાએ તો આઠ રવન એટલે મોબેદ પાશે પઢાવવી જોઇએ.(૩૦)

---

(૩૦) હવે તમો ભલા વાંચનારા માજદીઅશની શાહેબોની ખાતરી થશે કે જે જરથોશતી હકીમુ શીખે તેને ઘણી શંભાલ રાખવી જોઇએ. પણ આજના જરથોશતી ડાક ટરો તેવી ગુનાહા ભરેલી બાબદોથી એકદમ પોતાનાં ધરમ શંબંધી બેનશીબ રેહેવાથી અને ઇંગરેજીજ કેળવણી લઇ તે કેળવણીનાં આધાર ઉપરજ ચાલે અને ધરમની ખુબી નહીં શમજે. તેજ આધારથી અમલ કરે તો પછી તેવા કેટલાએક ગફલતીથી થાતા ગુનાહનો જવાબદાર કોણ થાએ. મારા નાંકેશ વીચાર પરમાંણે ધરમની કેળવણી

વરી દાદાર હોરમજદનું ફરમાંન હેવું છે કે મુવેલી લાશ ઘેરમાં યા નશાખાનામાં, વ

---

આપવા જેવોને લાગતું વલગતું હોએ તેનાં ઉપાએ નહી લેએ અને અખાડા કરે તેવા થાએ. કારણ કે તેવોને જે બાલપંણથી પોતાનાં ધરમમાં આવેલી ફીલશુફી શમજાવવી જોઇએ તે શમજાવી નહીં, તેવા શમજેઆ નહીં. તેવા જેવી કેલવણી લેઇ તેહેનાં ભેદો. શીખીઆ તે રશતે ચાલે તેમાં નવાઇ શું, આજે ઇંગરેજી ડાકટર દશતાંન વાલી ઓરત તે શું? ને શાવાવરી ઓરત તે શું? રોમની તે શું? અજીથ વતાલ તે શું? લીલો નશો યા શુકો નશો તે શું? તેવોને કંઇજ ખબર નથી. ફકત તંદરોશતી આપવી હેવું શમજે છે. જો જરા દશતાંન વારી ઓરતનો યા શાવાવરી ઓરતનો અથવા શાવાવરાં બચાંનો જીવ બીમાર થાએઓ હોએતો. હેને હવા લાગી; શરદી પોચી જલદી મારપર લેઇ જાવો, હેવું જને જન એજ લેઈ બેઠાં છે. આપણુ જરથોશતીઓમાંબી ઘણાં ભાગને ચોકશ થાઇ ગયું છે કે જરા જરામાં નહૂવારી, ચોખી કરી નાંખી, તેવો અપવીતરાઈ વારે છે. વરી કોઇ કોઈ તો શાંમની ડાકટરનેજ ફરજ પાડી પુછેછે. પછી તેવા કોઇ ભલા ડાકટરનેબી હા કેવાની ફરજ પડેછે, જેથી એટલુતો અબખર ચાલેછે કે તેનો છેડો લખવાથી નથી આવતો. હવે હું આજેજ મોબેદ આ ગુનાહ ભરી બાબદ વીશે હાલનાં દશતુરજી શાહેબોને તથા મુબે અકાબર શાહેબોને અરજ કરૂંચકે ખોદાને વાશતેકાંઇ ધીઆંન પાઅજો. પછી તો તમે મુખત્યાર છેવો, હું નાચાર છેઉં.

રશાદનાં હીગાંમમાં (૩૧) યા લશકર ગીરદીની વખતે મેલેલી તેને દાદગાં લેઇ ગીઆ પછી તે લાશને મુકેલી જમીન હલાએદી રાખવાનો હોકમ છે કે તે વરશની દરાજી શુધી વપરાએ નહી. પછી વાપરે. પણ દુખમાંની જમીન પાખ થાએજ નહી.

---

(૩૧) આ બાબદ એકથી તરણ દાહડા સુધી વરશાદ માર માર નો વરસવાથી, યા વીજોદું હંધારૂં પડી જવાથી, જગે જગ પાંણી થઇ જવાથી, તે શરતી લાશને તથા બાજી વખત કોઇ ગામમાં અથવા શેહેરમાં લડાઇ ઉભી થાએ, આમન સામણ વાહાડ કાપ ચાલે તે વખતે મહીનાની દરાજી શુધી રાખવા, તેથી બી વધારે રાખવાનો બેદ ચોકશ થાએચ. પણ વરશાદને અને લશકર ગીરદીને એકજ બોલો સાથે મેલવી નાંખવાથી ગુચવાડા જેવું માલમ પડેછે પણ એ બંધે બાબદ એકજ તરાંની શમજી ખાડો ખોડી અંદર મેલી ઉપરથી બંધ કરવાને નાચારીના શબબે હોકમ આપવામાં આવેલો છે. હવે તમો દાનેશમંદ વીચાર કરો કે તેવી મુરદાલ લાશ દુખમે લેઇ જાતી વખતે જો વરશાદ વરશે અને ઘેરમાં મેલવાની તો જગા નથી તેવારે નાચારીનેજ મલતું સમજી વરશાદની વખતે પેલી ઘરમાંનથી હલતી નવી ચાદરો જે ખોદાએ બજાંનો નહી બગારે, વલી લાશ ઉપર પાંણી પરવા દીધાથી ગુનાહ નહી કરે, અને તેવી ઘેહાંન ઉપર હલકી ધાતુનુ છપા રૂપાંનુ ઢાકનું કરે તો શું ધરમનીતી નહી જલવાએ? શું પેલાં દરરોજનાં તરણથી વધારે રૂપીઆનાં કપરાં નાંખી દેએછે

**પુછીઊ** કે જે નશા જમીનમાં ડાટેલા તે વરશની ઊપરની દરાજી શુધી રાખી મેલે તો તે ઘોરશતાની જમીન એટલે ડાટેલા નશાની જગા કેટલે વરશે પાખ થાએ.

**જવાબ** દીધો કે પચાશ વરશે તે જગો પાખ થાએ જેમાં નશા ડાટેલોજ હોય.

---

તેને બદલે રૂપાંનું ધાંકણ સસતું નહીં પડે, વલી તે બે વખત નીરંગથી, બે વાર માંતીથી ખુશ કરી, બે વખત પાંણીથી ધોઇ લેઇ ઘેરમાં મેલવા માંગે તો તેબી ગેરવાજબી કેહવાય નહીં, હમે ગીએ વરશ લાશને લેઇ જવાની જેવી ખતપત બાહાર આવી તેજ વખતે તુરત આપણા પેલા પાંચ મુખીઅ શાહેબોને એજ પરમાંણે શુચનાં કીધી હતી પણ તેવોને કંઇ વાજબી નહીં લાગવાથી હમારી અરજી ગરીબ સાબેદની લખેલી ઉપર ધેઆંન નહીં આપતાં પેલા શીઆલ દાશાલા વાલા શાહેબોનોજ ભપકાદર વીચાર તેવોનાં વીચારને મલતો આવવાથી તેમ કરી મોહટી તકરાર ઉભી કરી તે ઉપરાંત લોકોનાં દીલ દલગીર કરેલાં છે. એર ઓદાની પનાંહા. આ જોગવાઇએ ફરીથી મારા મુરબી શાહેબો જેવો ટોલામાં મુખીઅ અકાબરો હોએ તેવોને વીનંતી કરૂંચ કે આ બાબદ ઉપર તમારૂં ધેઆંન આપવું અને દરરોજના નવાં કપરાંનું ધેહાંન ઉપર ધાંકણ કરીને નવું કપરૂં બગારવામાં આવેછે તેને બદલે વરશાદનાં હીગાંમમાંજ કોઇબી ધાતુનું ધાંકણ ધેહાંન ઉપર બેશતુ સાંકી દુખમે સેઇ જાવું જોઇએ કારણકે એ બીનાં ટોલાંને અને ધરમને વાશતે છે.

**પુછીઉ** કે કંઇ આફ્ત વખતે જમીનમાં નશો ડાટવા પછી તે ગફ્લતી કરે તો તે ડાટ નારને ઇઆ જાણનારને શું તોજેશ છે, તે કેમ તકશીરથી છુટે.

**જવાબ** દીધો કે તે ધણી બોદાવરશતની તોજેશ ભોગવે એટલે કરે. પછી પતેત કરે, પશ તાએ હંમેશ શુધી.

**પુછીઉ** કે જેવા (૩૨) ગોરશતાંનમાંથી એટલે ડાટેલી લાશનાં ખાડામાંથા બાહાર કાહાડી દુખમે પોહચારે તે ધણીને શું શવાબ લાગે.

**જવાબ** દીધોકે તે ધણી પતેતની મનશની, ગવ શની, તથા કુનશનીનો બુલંદ એખતીઆર થાએ. રોશન ઘેર હાંશેલ કરે, બંધે જેહાંનમાં શરખરૂ એટલે ખુશાલ રેહે.

**અવસતા**-કુઓ અશતે દેઊઓ કુઓ દેઊઇ આજો કુઅ દેઊઅનાં હુદુઅરેનો કુઅ દેઊઅનાંમ હાંમ પતેનો કુઅ દેઊઅ હંદુઅરેનેતે પંચશેગ નાએ સતેગનાએશચ શતેગનાએ હંજગરે ગના એશચ હચંધરેગનાએ બેઊઅર ગનાએશચ બેઊઅરગનાએ અહાંખશતગનાએશચ.

---

(૩૨) માહરા હમદીન શાહેબોને બોબાશી કરૂંચ કે ગોરશ તાન બોડે તેનું જાણવું એક આપરે લાશને ડાટેલી જગાને સમજવું, નહીં કે કોઇની ધરમંની જગા બોડવી.

**અરથ**-તાંહાં છે દેવો, તાંહાં છે દેવોનું ઇં/વું, તાંહાં દેવો એકઠા દોડે, તાંહાં દેવો એકઠા પડે, તાંહાં દેવો ફરી ઘણાં દોડે. પચાશથી ઘણાં, શોથી શો ઘણાં, હજારથી હજાર ઘણાં, દશ હજારથી દશ હજાર ઘણાં દોડે.

એટલે પેલી લાશને મેલેલી તે જગા ઊપર તે દેવોનું વધવું થાએ. લાશને ગંધકી આપે, કોહવા રે, ખરાબી આપે.

**પુંછીઊ** કે જે ઓરત મુવેલુ બચું જણે તેને ગરમી પેટમાં વધે, બે અદેખા દેવોથી એટલેજે તે ઓરતને તરણ દાહડા અને તરણ રાત દુધ પાવા છતાંબી ભુખ તથા તરશ ઘણી લાગે તો પછી શું કરે મજદીઅશનાંન.

**જવાબ** દીધો કે જે મોહટી અકલના દાનાવો એટલે અકલમંદ લોકો તથા ડાકટરો અથવા દશતુર હોએ તેવો તેનો જીવ બચવા શરખું નહી દેખે, અથવા ભુખથી ઇઆ તરશથી તે દે વાંની થાએ, તેમ હોએ તો તેહુને પાંણી તથા ખોરાક ખવારે. તેથી તમો માજદીઅશનાંનને ગુ નાહા નહી લાગે, અગર પેલા આગાહામંદ ડાક ટર તથા દાનાવો ઇઆ દીનનાં ફરમાંનો જા ણનાર દશતુરની રજા વગર પાંણી ઇઆ અનાજ ખવારે તો પછી તેહુને તોજેશ કરે, એ

ટલે તે ખવારનારને, તેમાં સામેલ હોએ તેહને, તેવોને તનાંપુરીગાંન ગુનાહા લાગે. તેવોને બશો ચાબુક મારવામાં આવે. આ બાબદને મલતી બીના આગલ આવી ગઇ છે તેથી લંબાન કરેલું નથી.

**પુછીઊ** કે દાદાર મુવેલાં આદમીનો ઇઆ શગનો નશો ધાતુનાં વાંશનો ઊપર પરે તો તે કેમ પાખ કરે.

**જવાબ** દીધો કે શુનાંનું વાશણ ઇઆ જંનશ, એકવાર નીરંગે ગાએનાં, એક વાર ખાકે ખુશ કરે, એક વાર પાંણીએ ધોએ, રૂપું હોએતે બે વાર ધોએ, લોહડું તરણ વાર ધોએ, અગર ફોલાદનું હોએ તો ચાર વાર, પથર હોએતો છ વાર, એ વીગરે ચીનીનું, માટીનું, લાકડાનું વાશણ એ કબી પાક થાએ નહી. હમેશ નાપાક, તે વાપરે નહી, વાપરે ત અપવાતર થાએ.

**અવશતા**—દાતરે * કદતા ગેુશ ઇઓજદી આંન અંધેન અશાુમ હોરમજદ ઇઆ નશાુમ ફરંગરાદ શુનોવા પરે એરશતે મશીઓવા.

**અરથ**-દાદાર કેવારે તે ગોશપંદ પાખ થાએ કે તેને નશો શગનો ઇઆ આદમીનો ખાધો હોએ, એ અશો અહોરમજદ.

**અવસ્તા**--આઅદ (૩૩) ઇઓજદીઆંન અં ઘેન અશાઉમ જરથોશત્ર નોઅદ પઇઓ પ્રશોતે જાથરનોઅદ ગેઉશ જોયર બેરેશ્નને પેતએ રેતે અંતરાદ નેમાદ ઇઆરે દરાજો.

**અરથ**-એ રવેશ નથી તે પાખ એ અશો જરથોશત. નહી દુધ, નહી પનીર, નહી ચરબ એટલે ઘી, નહી જીવાંમ, નહી જોર, નહી બરશ મ, ખુલંદીથી બાંધેલી, વરશની દરાજી શુધી.

એટલે તે ગોશપંદનું દુધ જીવામમાં વાપરે નહી, તેથી બરશમ શાથની આરાધનાં કરે નહી, વરશ શુધી અને તે દુધનું ઘી, પનીર, અથવા દુધબી વરશ દાહડા શુધી વાપરે નહી, પણ તે અરશામાં ગોશપંદને ખુબ તપાશી રાખે, વરશ શુધી હલાએદું રાખે.

**પુછીશ** જે કેઓષે શવાબ, જે વમાશે, જે ચાહે કરવાને, તે દુર થાએ. તેની મનશની દરૂજો હાંશલ કરે.

**જવાબ** કે એ શપેતમાંન જરથોશત જે ઘણી શવાબ કરવા વમાશે, કરવા ચાહે, એટલે કરવા

(૩૩) આ અવશતાનાં કલાંમથી અનીશે ચોકશ થાએચ કે ગોશપંદોનું માશ વાહરી કાપી ખાવું હરાંમછે, કારણ કે દુધ, ઘી, પનીર, તેનું જીવાંમ વાપરવા જેમ મનાઇ આવીચ, તેમ માશ એટલે ગોસત વાપરવા વીશે બી આવવું જોઇએ. તેમ કોઇ બાબદ આવી નથી.

ધારવે જે હું પલાનો શવાબ કરશ, પછી નહી કરે તો તે શવાબની મનશની દરૂજો હાંશલ કરે, એટલે દરૂજોથી પરેબ ખાઇ પેલા બલા વીચાર છોરી દેએ, તે દરૂજની બુરી નીશતાનો કેવાએ.

**પુછોઊ** કે મજદીઅશનીનાં ઘેરમાં ઇઆ દરેમેરમાં કુવો હોએ તે ઊપર પરદો હોએતો તેને શું કરે, તે પાણી પીએ કે નહી.

**જવાબ** કે જે કુવા ઊપર ધાંકન હોએ, બંધ હોએ, હુંધારો હોએ, ખોરશેદની રોશની નહી પોંહોચે તો તેનુ પાણી અશોઇનાં કાંમમાં અંશો લોકો વાપરે નહી, તે પાંનીની જોર કુવામાં નાંખે નહી. એટલે તેવો કુવો પરત નાંખે, ઇજશને કરી તેમાં જોર મેલવે નહી, ઇતીઆદી રીતે વપરાએજ નહી.

---

## પરગારદ ૮ મી.

**પુછોઊ** કે એ દાદાર મજદીઅશનીનાં ઘેરમાં શગ અથવા માંણશ ગુજરે તો શું કરે તેવો.

**અવશતા**—આઅદ * ઉપરે દખમે એશીઆમ વીદખમે ચેશીઆંન.(૩૪)

---

(૩૪) મારા હમદીન શાહેબો ઉપલા આવશતા તમોને શું પરમાવેછે, કે તે મુવેલાંને શેતાબ દુખમે લેઈ જાએ. તેમ લેઈ જવાનું પરમાંન શમજો. હાવો તાકીદનો હોકમ છતાં ગપલતી કરવી નહીં જોઇએ. લાશને તુરત દુખમે લઇ જાવી જોઇએ. એ બાબદ વીશે મુરબી દસ્તુરો અને તમો બલા જરથોશતી શાહેબો એ વીશે ચોકશ હદ રાખો તો બનવા વગર રેહે નહીં.

**અરથ**-એ રવેશે બુલંદ દખમું ચાહે, બુલંદ પેદા કરે, એટલે દખમું બાંધે. તેમાં મુવેલી લાશ શેતાબ લેઇ જાએ.

**અવશતા**-ઇઅત એતેમ એરેશનેમ ૩૫ બે રથવો તરેમ અઊઅજનાંમ.

**અરથ**-તે મુવેલાંને શેતાબ લેઇ જાવાને જાંણે.

પછી તે ઘેરમાં ખુશબો બારે, એટલે આતશ ઊપર શુખડની ઇઆ લોબાંનની ઇઆ ભલુ અગર. ઇઆ દાદમનાં જાહડની ઇઆ હરેક જાહડોની જેમાં નેક ખુશબો હોએ તેવી ખુશબો મેલે, આતશ રોશન રાખે.

**પુછીઊ** કે જે ઘેરમાં માંણશ ઇઆ શગ ગુજરે તે હીગામમાં વરશાદ ઇઆ બરફ, બુલંદ વાઆ ઇઆ તારીકી એટલે હંધારી થઇ જાએ તો તેને શું કરે.

**જવાબ** કે જમીન નરમ હોએતો કમરશુધી, શખત જમીન હોએતો પગનાં ગોઠન શુધી, ઊંડો ખાડો ખોદ તેમાં મેલે. પેહલે રેતી પાંથરે, પછી મેલી મોહો બંધ કરે, એ બાબદ આગલ બી આવી ગઇછે તે લંબાંન કરતો નથી.

પછી વરશાદ, વા, આફત એટલે તોફાંન, હંનધારી, એ સરવે અરચણ દુર થાએ, જમીન શુકાએ, પછી બુલંદીથી બાજ ધરી

બે જણ તેને બાહેર કાહડી અવશતા બુલંદ આપી પછી કાલબુદનાં ખાનાંરાં પખશીઓ આગલ મેલે. તે નશાકશને એટલે નશા શાલારને નીરંગથી, પાંનીથી, પાખ કરે એટલે નહવારે.

**પુછીઊ** કે દાદાર તે નેરંગ શાંનો વાપરે જે તે નશાકશને પાખ કરે.

**જવાબ** કે તે નાંધલાં મોહોટાં ગોશપંદનો વાપરે એટલે જે બકરાંથી તે ગાએ, બલદ શુધી જેબી ગોશપંદની પદવી ધરાવે તે શરવે ગોશપંદનો, ગોશલ કરતી વખતે અથવા ખોવાબથી ઊઠવા પછી વશીદા હાથને પાખ થવા નીરંગની બાજ પઢી હાથને, મોહનાંને, પગને લગાડે છે તે. વલી બુલંદ કીધેલા (૩૫) હેવું જે અવશતામાં આવેછે તે નીરંગદી વીશે શમજવું.

---

(૩૫) એ નીરંગથી હેર નશો દુર થાએ છે, પણ બુલંદ નીરંગ તે પવીતર કરેલી નીરંગદીનને કહેછે. જે નીરંગદીન વગર કુટેલા એટલે ખશી નહીં કીધેલા ગોધા હોએ તેનીજ કરે, વરી અશોઇથી રાખેલા વગર મેનતનો બુજરેગ હોએ. એની મીશાલ હેવીછે કે તે ગોધામાંથી વરશીઆ જે બુજરેગછે તે જોઇએ. તેનો પેહલવેલો થોડો ભાગ નીરંગનો લેવા પછી બીજા ધોધાવોનો લેવામાં આવેછે. વરી તેને પાવ કરવા બાદ અવશતાવાંનીથી પાકી આપેછે, તેને નીરંગદી કરીને કેહેછે, નીરંગદી કરાવાનું શવાબ હેવુંછે કે તે નીરંગની બરખાતથી અપવીતર માંણશને પવીતર બનાવેછે. જે નશા

**પુછોણ** કે તે ગોશપંદમાંથી નરનો કે નારીનો નીરંગ લેએ.

---

ને બેકાએદે અરકે તેહને તથા શોવાવરી ઓરત મુવેલું બચું જને તેહુને તથા આથરવંન મોબેદ કોઇબી તહરેથી અપવીતર થાએ, તેવોને નવ રાતનું બરશનુમ આપવાનો હોકમછે. તે વખતે તેવોને તે પાવામાં લાવે તથા દર વરશની આખરીએ નાંહાંન નાણી દીન દશ અશો પરોહરની બંદગી કરવાને પર માંનછે જે તેવોને પવીતર બનવું, તે પેલી નીરંગદીની ખુબીથી બનેછે. વરી હેરનશો દુર કરાવાને નાંધલાંથી મોહોટાં ગોશપંદનો, નર તથા નારીનો નીરંગ જોઇએ. એવી બાબદની ઘણી સંભાલ રાખવી જોઇએ તેમ બંનતું નથી. હાવી એ ઉલી બાબદ આપરા ધરમ પુશતકોમાં આવવા છતાં શું કરવા આપણા જરથોશતીઓનો મોહોટો ભાગ બેપરવાઇ કરેછે, તેબી મુંબઇ જેવાં શુધારાનું રૂપ પકડનાર શેહેરમાંજ, કોઇ ગાંમડાવોમાં નહીં. છતો નીરંગ મલવે ઘણી બેપરવાઇ કરેછે. તેમ થવું જોઇએ નહી. એટલીજ હું ગરીબ મોબેદની અરજ છે. આજે કેટલાએક વગર કાયદાનાં મોબેદોમાં નાંમ ધરાવી એટલું તો ગોંદલ કરેછેકે તેનો કાંઇ બંદોબશત અથવા શતા તેવોપર નથી, શરવે આપખુદ થાઇ ગીઆછે, એજ દલગીરી ભરીઉછે, એ બાબદને મલતી કેટલીએક બાબદ વીશે, તેહેનાં કોઇ બંદોબશત કરવા વીશે, તેવો ઉપર શતા નથી તે ચલાવા વીશે હમે મુંબઇનાં બે દશતુરો પેશોતનજી બેરાંમજી તથા જામાશજી મીનોચેરજી ઉપર એકકો પતર લખી શુચનાં કરીછે. બીજા શરવે લોકો નહીં જાને તેમ કરી આપણ હથોરનાંન એટલે ખાશ લોકોની માટીંગ કરી તે વીશે બંદોબશત કરીએ, અને

**અવસતા**-આઅદ* પશુઆંમવા શટોરાંમ વા નરાંમવા નાએરેનાંમવા * દુએબીએ ઇઓ અંઘદ ખેતુઅ દયેશચ.

**અરથ**-એ રવેશે નાંધલાં ગોશપંદ ઇઆ મોહોટાં ઘોર, નર ઇઆ નારી હોએ, તે બેઉ જે છે એક બીજાશે ખેતુઅંદથ નર ઇઆ નારી. (૩૬)

**પુછીઊ** કે જે રશતે મુંવેલાં આદમીને લેઇ જાએ તથા શગને મુવેલાં લેઇ જાએ તે રશતો પછી કેમ વાપરે અને તે રાહામાં જાવ, આવ કેવારે કરે, ગોશપંદો ઇઆ ઘોરો ઇઆ મરદ તથા ઉરતો તથા હોરમજદનો બુલંદ પેદા કીધેલો આતશ તથા પાકીથી બાંધેલી બરશમ હોએ તે કેવારે લેઇ જાએ.

**અવશતા**-નોએદ તાઉ પથાઉ પરીઆંન, નોએદ પશુઆંમ, નોએદ શતોરાંમ, નોએદ નરાંમ નોએદ નાએરેનાંમ, નોએદ આતરેમ હોરમજદાઉ પોથરેમ, નોએદ બરશમે અશીઅપરશતરે તેમ.

---

કરવો જોઇએ. પણ તેવો તરફથી કંઇબી ચુનોચરા કરવામાં આવી નથી તે થવી જોઇએ, કારણ કે પાંચ દશ ઇઆ પચીશ પચાશ મોબેદોની બેપરવાઇથી આખા હથોરનાંન ટોલાને બદનાંમી મલેછે, તેમ નહી થાએ હેવા હેતુથી કાલજી રાખવા છતાં તેમ બનતું નથી એજ દલગીર થવા જેવુંછે.

(૩૬) ગોશપંદ નાંધલા કે મોટાં તેઓ ખેતુઅદથ કરનારા એટલે એક બીજાશે મેલાપ કરનારાં.

**અરથ**-નહી તે રાહામાં આવવું જાવું, ગોશ પુંદોનું નહી, મોટા ઢોરોનું નહી, મરદોનું નહી, ઓરતોનું નહી, આતશને લેઇ જાવાનુ નહી, બરશમ પાકીથી બાંધેલીછે તેનું લેઇ જાવું નહી કરે.

**અવશતા**-શપાનેમ જરેનેમ ચેઠરો ચશમેમ શપેતેમ જરેગોશેમ.

**અરથ**-શગ ચેઆર.આંખનો(૩૭)જરદ કાંનનો.

જે શગ ચાર ચશમનો, જરદ કાંનનો હોએ તેને તે લાશ લેઇ ગીએલે રશ્તે પેલવેલો તરણ મરતબે ફેરવે, તે હુશીઆરીથી નહી ફરે તો છ મરતબે ફેરવે, જો તે શગ હુશીઆરીથી નહી ચાલે તો નવ મરતબે ફેરવે, જેથી નશશનું ટુટવું

(૩૭) હવે શગને વાશતે એવું શમજવું કે, ચાર ચશમ એટલે ચેઆર આંખનો તેનું જાણવું એકે બાજી વખત કોઇ શગને તેની આંખનાં ભુવાં ઉપર શફેદ બુતા રેહેછે તેને કેહેછે. બાકી ચશમતો બેજ. તેમજ જરદ કાંનનો હેવું લખેલુંછે, તે જરદ કાન એટલે શાફ કાંન, કાંન કાપેલો નહીં એવું શમ જવામાં આવેછે, અને વરી શાફ કાંનનો ઇઆને બેહેરો નહી ખાંમી વગરનો એવી શાબેતી પણ થાએ છે. ખામી વીશે મારે તમો શાહેબોને જણાવવું જોઇએચ કે પવીતર કાંમમાં જેમ અથોરનાંન કોઇબી તરાંનો ખાંમી ભરેલા નહી ચાલે, જેમ વરશીઓ કોઇબી ખાંમીવાલો નહી ચાલે તેમજ શગબી હાંધરો, કાંન કાપેલો, બેહરો, કોહેલો, જોઇએ નહી.

થાએ. તે ધંધાતો માંખની શુરતનો અવાખતરની તરફ નાંહશે. અગર નવ મરતબેબી જો શગ હુશીઆરીથી આજુબાજુ નેગા કરતો નહી ચાલે તો, આથરવંન અવશતા જે ફ્તેમનછે તે પટે અને આજુબાજુ નજર કરતો તે રશતે ચાલે. પછી મોરાદ માફક આગર જેમ ચાલતાં હતાં તેમ તે રશતેથી સરવે આવજાવ કરે. નાંધલાં ગોશફંદો, મોહટાં ઢોરો અથવા મરદો, ઓરતો ઇઆ આતશ હોરમજદનો પુતર એટલે પેદા કીધેલો, પછી બરશમ અશોઇથી બાંધેલી લાવે લઇ જાએ. મોરાદ માફક માજદીઅશનાંન તે ધેરમે મેજદ કરે તેમાં દુધ તથા દારૂ વાપરે અને પાક હલાલ મેનતનો પઇશો ખરચે. આ બાબદ ઊપરથી હેવુ ચોકશ થાએચ કે મેજદ કરે મુરાદ મુજબ, તેમાં દારૂ તથા દુધ જરૂર લેએ, જેમ આગલ કરતા હતા તેમ.

**અવસતા**-દાતરે* ઇઓવશતરેમ ડુપંગરેજે તે ડુપરે અએતેમ એરેશતેમ ડુબદેનેમવા ઇઅ જેનેમવા અઊઅદ એપે ઇઅથ નરશ **આથરૂ** અનેમ કાહે અશતે ચેથે.

**અરથ**-દાદાર મુવેલાં આદમી ઊપર જે કપડું નાંખે કપાશનું ઇઆ ચામડાનું હદથી જે આદા અથવા ઓછું તેવા હથીઆરનાંનને એટલે

જે તેવીશે ભુલ નહીં ભાંજે તેને શું તોજેશ છે.(૩૮)

**અવશતા**-ચેઠવારોશતે ગુપા જનેનાંમ ડુપા જોઅેદ અસપેઅશતમીએ ચેથવારોશેતે શરોશા ચરનીઅે.

**અરથ**-એ રવેશે કે ચારશો ચાબુક ચાંમરાનાં મારે, અથવા ચારશો પૂટકા બાંધી મારે.

**પુછીઊ** કે જે માંણશ મુવેલી લાશ ઊપર બેઊ હાથે એટલે બે જનાં જોર વરગી અંદાજાથી ટુકરું 'ઇઆ લાંમબુ કપરું નાંખે તો, શું છે તેહુની તોજેશ.

**જવાબ** દીધો કે તેવા ધણીઓને ૬૦૦) ચાબુક અથવા દુરરા એટલે પૂટકા મારે.

**પુછીઊ** કે જે માંણશ મુવાંની ઊપર કપરું એખલો નાંખે તો શું છે તેની તોજશ.

---

(૩૮) આ જગા ઉપર મારે તમો શાહેબોને જણાંવવું જો ઇમ્બેચ કે રૂનું બનાવેલું કપરું તેબી છેક જુનુ હોમ્બે તેવાં કપરાંથી સનજોગે એટલે મુવેલી લાશને પેહરાવે, તથા તે ઉપર હોદારે, તે મરનારનાં કદ કરતાં લાંબુંબી નહીં લેવું, અથવ ટુકરુંબી નહીં લેવું, બરાબર વાપરવું, જો તેવી બાબદો વીશે અનજાનું હોય તો તે જગા ઉપર આથરવન એટલે મોબેદો હોમ્બે તેહને પુછીને કાંમ કરવું, અગર તેવા મોબેદો ચોકશ ભુલ નહીં ભાંજે તો તેહને શીક્ષા ચારશો ચાબુકથી કરવાને હોકમ છે.

**જવાબ** દીધો કે હજાર ચાબુક ચાબરાના મારે એટલે હજાર ફટકા મારે.

**પુછીઉ** કે જે ખુશીએ ઇચ્આ ના ખુશીએ ગોલામ બારગી કરે ઇચ્આ કરાવે તેની તોજેશ શું છે.

**જવાબ** દીધો કે તેની તોજેશ આંઠશો ચાબુક ચાબરાનાં મારે, પછી જો ફરી તેવોજ ગુનાહ કરે તો તેને પરેજ કરે, તે જીવતો દેવ, મુવા પછી દેવની ખશલતનો.

**પુછીઉ** કે કીહો છે દેવ, કીહો દેવપરશત, કીહો દેવ ખવજ, કીહો દેવ ખુએહ, કીહો દેવ કનાંમચા નારીક, કીહો હાનંદ દેવ, કીહો તમાંમ બુરાઇનો દેવ, કીહો પેહલાં મુવાથી દેવ, કીહો મુવાપછી દેવ.

**જવાબ** દીધો કે જે ગોલાંમ બારગી કરનાર ઇચ્આ કરાવનાર, એ જરથોશત, એ છે તે દેવ, દેવની આરાધનાં કરનાર, તે છે જીવતો દેવ, તે મુવા પછી મીનો જેહાંનમાં દેવ, જેઓ ક-રશતે મની નાંખે, આદમી આદમીમાં, તે પકરે એટલે તે મની પેટમાં બંધાએ.

**પુછીઉ** કે જે નશાથી નશામંદ થાએલો હોય તે શુકી ઇચ્આ લીલી વશતુમાં આમેજ થાએ, અને પછી તે કેમ પાખ થાએ.

**જવાબ** દીધો કે તે નશામંદ જેટલો આગલ વધે, શુકી વશતુ ઇઆ લીલી વશતુ એટલે દાંનો, ઓરવર ઊપર નજર રાખે, તેને આમેજ કરેતો ત રીમન ગુનેગાર છે. તેને ગાએનાં નીરંગથી પાખ કરે, નંહી પાંણીથી,. તે મારા શગને નહી લઈ જાએ.(૩૯) એ રવેશ તરણ પાડીઆં નીરંગ આપે, વલી તરણ વખત ખુશક કરે ખાખથી, પછી તરણ પાદીઆં પવીતર પાંણીથી. પછી બદન શગલું ધોએ, પાખ થાએ, પછી પવીતર જગા થાએ.

---

(૩૯) આ બાબદ ઉપરથી ચોકશ માલમ પડેછે કે માંણશ રીમન થવાથી તેને રીમન નવારે. પછી તેને બરશનુમ નવ રાતનું આપવું જોઇએ. હયાં બરશનુમ લેવાની ઘણી બારીક ક્રીઆ કરવાની જણાંવેલીછે. જો તેજ પરમાંણે તેજ રીતીથી બરશનુમ આપવા માંગે તો ઘણો વખત રોકાંન થવી જોઇએ. પણ બાજે વખત કોઇ કોઇ જગા ઉપર તેવે કાએદે રીમન નવારવામાં, યા રશનુમ આપવામાં આવતું નથી. ઘણી ઉતાવલ કરવામાં આવેછે, વલી આ બાબદ ઉપરથી ચોકશ થાએ છે કે દર ઇનસાંન માતરને બરશનુમ લેવાની ફરજછે એવું ધરમની રૂહે માલમ પડેછે. જો નવ રાતનું બરશનુમ પેહલેથી લીધું હોએતો તે ધણી હાવી હરખત વખતે ફકટ રીમન નાહી અથવા કાએદા પરમાણે શગદીદ કરાવેલી લાશને અરકે તો અમથું નીરંગથી, પાંણીથી નાહી પવીતર બને, પછી સુખેથી પવીતર જગા પર જાએ. આજે મોપેદા બરશનુમ લેએ છે તેનું

**પુછીઊ** કે જે માંણશ પગે ચાલી દોડતો ઇઆ ઘોડા ઊપર દોડતો જતો હોએ મજદી અશની અને નશા પકાવતાં અથવા બાલતાં જોએ તો તે શું કરે તેને મજદીઅશની.

**જવાબ** દીધો કે તે નશા પકાવનાર ઇઆ બાલનારને બુલંદ મારે એટલે મારી નાંખે.(૪૦)

---

જાણવુંખી એજકે, અપવીત્ર બન્યાથી, પવીતરાઇનાં કાંમ કરવા, પોતાનું તંન પાખ કરછે, કે જેથી પવીતરાઇનાં કાંમો કરે, એટલે દરેમેહેરમાં ઇજશને, વંદીદાદ, બાજ ધરવાનાં તથા બીજાઓનાં તન પાખ કરવા કાંમો કરેછે, એટલે કે તેવોને નાંહન નવારવાનો પવીતર પેશો કરેછે. પણ આ બાબદ વાજબી બોલતાં લખવું પડેછે કે કેટલાએક મોબેદો વગર શતાથી, વગર કાએદાથી, વગર ધાશતીથી ઘણી હરખતો કરી બેપરવાહી કરી આખા ટોલાને એબ લગારવાનું કરી સર વેને બદનાંમ કરેછે. તે વીશે લાગતા વલગતાએ ખુબ ધેઆન આપવું, જેથી પાંચ પચીશ બેપરવાહ મોબેદોને લીધે સઘલાઓને બદનાંમી નહી મલે, એ બાબદ વીશે ચોકશ બંદોબશત કરવા ફકત હયોરનાંનોનાં મુખીઆ શાહેબોનું કાંમ છે.

(૪૦) આ બાબદ બે તરાંહથી માલમ પડેછે, એક તો મજદીઅશની જો નશા પકાવે એટલેજે બારેતો તેને મજદીઅશનીઓ મારી નાંખે, અગર મજદીઅશનાંન જો બીજા મહજબવાલાને નશા પકાવતાં જોએ એટલે બારતાં તો તેને તે મજદીઅશની મારે, પણ મારા વીચાર પરમાંણે એ બાબદ મજદીઅશનાંનને વાસ્તેજ છે કે તેવો નશાની ચીજ પકાવે નહીં અથવા મુવેલી લાશને બારે નહીં, બાકી પારકા

**પુછીઓ** કે આતશ પાખ શી રવેશે કરે, તે નશો બારનારનો અથવા•દરેક જાતનો એટલેજે જેવો બાલવાનો પેશો રાખે છે તેવોની વરનનો.

**જવાબ** દીધો કે તે નશો પકાવતા આતશથી એટલે બાલતા આતશથી. એક વેંત દુરથી ખાડો ખોડે અને શુકી કાઠીની તોખમ એટલે વેહુર લેઈ ચમચ ઊપર મેલી દુરથી તે આતશ રોશન કરી પેહલા ખાડામાં મેલે, ફરી બીજીવાર તેજ પરમાંણે આતશ લેઈ પેહલા ખાડાનો આતશ તેવોને લેઈજાવા દેએ. એજ પરમાંણેનવ મરતબે નવ ખાડા શુધીતેની જાહાલથી લેઈ પછી બીજા ખાડામાં મેલી રોશન કરે. શેવટે નવ મરતબે પવીતર બનવાથી પવીતર જગા ઊપર લેઈ જાએ.(૪૧) તેની ઊપર કાઠીનું મેલવું કરે. શુખડની, બલાં

---

મહજબવાલાને તેમ કરવાની કંઇ અગત નથી. વલી મારી નાંખવાની બીનાં મેં આગલ લખેલું છે તેમ મચલી વાતે તે મજદીઅશનીનો અટકાવ કરવો. તેને પરેજ કરવો એટલે કોઇબી બલી મીજલશથી અટકાવી દુર કરવો, પછી તેને ફરી તેવું કાંમ નહીં કરવાની શાખેતીથી તેની તોજશની શી ખશા કરી માફી આપવી. જો ફરી બીજી મરતબે તેમજ કરેતો તે મરગરજાંનીને હંમેશ પરેજ કરવો એટલે ટોલાથી તથા મંડલીથી બાતલ કરવો.

(૪૧) આ બીનાં આતશ બેહરાંમ તથા આતશ આદરાંન

લોબાંનની અથવા ભલાં અગરની ઇઆ દાડમનાં જાહુાડની અથવા બીજાં ખુશબોનાં જાહાડની ખુશબોઇ બારે જેથી તે ખુશબો હરેક તરફ પવન લેઇ જાએ જેથી તે તરફનાં દેવોનું મારવું થાએ, હજાર તરેહથી હજાર દેવોનું.

---

અને બીજા આતશો બનાવાની બાબદ ઉપર આવેલી છે. જરથોશતી દીનમાં જરૂર હોકમ છે: ઘેરનાં આતશ કરતાં દાદગાનાં એટલે દરેમેહેરમાં દાદગાં હોએ તે આતશનો દરજજો વધારે છે એ બેઉને દાદગાનાં નાંમથીજ કહીએ છીએ. પણ દરેમેહેરમાંનાં દાદગાં ઉપર પવીતરાઇ ભરેલાં ઇઓજદાથરેગરીનાં કાંમો થાયછે, તે વખતે તેને વધારે દરજજો આપેલો છે. તેથી ચડતો દરજજો આદરાંન સાહેબનો છે. તે હંમેશ પાવ મેહેલમાં રાખેછે. જાહાં હથોરનાંન શેવાએ કોઇ બીજા જરથોશતીથી એટલે બેહેદીનોથી જવાએ નહીં. વલી અથોરનાંનબી સફેદ લેબાસનો, સફેદ પાઘડીનો, પવીતર ચાલનો તેનો પુજારી હોય તો વાજબી કેહવાએ. બાકી કારી પાઘડીઆ હથોરનાંનથી ઇઆ આડી ચાલનાં ઉજરી પાઘડીના અથોરનાંનને તે પવીતર જગા ઉપર જવાની મનાઇછે. વલી તેથી ચઢતે દરજેના આતશ તે આતશ બેરાંમ છે. તે જગા ઉપર તેની ખીદમતમાં પવીતરાઇ ધરાવનારા બરશનુમથી તથા ઇજોજદાથરેગરોથી એટલે હોમ, ગોમ, બરશમ બુલંદ બાંધી મજશને કરવા બાદ તે મોહટા દરજજાનાં આતશ બેહરાંમમાં, તેની ખીદમતમાં, બંદગી કરવા જવાએ. તેવોની ચાલચલણ તથા પવીતરાઇ તપાશવી જોઇએ. પછી તેવોને લાગતા વલગતા તપાશ કરી રજા આપે. પણ તેવી બાબદમાંબી જરા જરા બેપરવાઇ થવાથી દશતુરસાહેબોએ ખુબ સંભાલ રાખવી જોઇએ, એ કાંમ, જયાં જેની સતા હોએ તેવાએ ચોકાશી રાખી હોકમ આપવો.

**પુછીઉ** કે જે નશો પકાવેલો આતશ દાદગાં લેઈ જાએ એટલે મુરદાં બારવાનો આતશ ઊપર કેહીઊ તેમ પાવ કરી લેઈ જાએ દાદગામાં ઈ આને દરેમેહેરમાં. તેવા ધણીને કેટલો શવાબનો મોજદ મલે. (૪૨) તે મંગાવનારને ઇઆ લેઈ જ઼નારને, પોતાનાં તંનથી જીવ ગીઆ પછી એટલે મ઼ીનો જેહાંનમાં.

**જવાબ** દીધો કે એ જરથોશત જે ધણી દશ હજાર આતશ દાદગાં લેઈ જાએ, એટલે દશ હજાર દરેમેહેરમાં. તે ઊપર કાડી લેઈ જાએ, શુખડ ઇઆ લોબાંન, અગર અથવા દાદમનાં જાહાડ અને બીજાં ખુશબોદાર જાહાડની કાઠી મેલે, તેને શવાબ લાગે તેટલો શવાબ આતશ દાદગાં લેઈ જાવાવાલાને લાગે. અને તેટલો શવાબ આતશ બનાવનારને એટલે દરેમેહેર બાંધી તેમાં આતશ મેલનારને લાગે.

---

(૪૨) દરેક જાતના આતશ લેઈ જાનારને ચહડતો ઉતર તો જે શવાબ લખેઓ છે તે સઘલો શવાબ જેટલો શવાબ આતશબેહરાંમ બનાવનારા માલેકનેબી પોંચે છે. અને આદરાંન બનાવનારનેબી તેટલા આતશ લાવવામાં આવે તે ધણીને શવાબનો નતીજો તેનાં ગુજરવા પછી મલે. આ ઉપરથી બેહેશત તથા દોજખ મીનો જેહાંનમાં છે, હેવી બીનાં આવીછે. એવી બાબદ વીશે આગલ લખવામાં આવેલું છે તે આ જગા ઉપર લીધું નથી.

**અવસતા**—પશચે અશતશચ બુએદંધશચ વી ઙુરઇશતીમ.

**અરથ**—તનમાંથી જીવ ગીઆ પછા.

[આ અવશતા બેહેશતને વાશતે આવેલાછે. કેટલાએક શાહેબો હેવી ખોટી તકરાર કરેચ કે બેહેશત દોજખ શરવે આ ગેતી દુનીઆંમાંજ છે; તેવા બોલનારા શાહેબોર્નોબી ખાતરી થાશે કે બીનો જેહાંનમાં તેનાં શારાં કાંમનો શારો બદલો અને બુરાં કાંમનો બુરો દેખાવ મલેચ; એટલે ભલો કે બુરો દેખાવ જોએચ. વલી નશા સંબંધી, રીમની સંબંધી, અને ખેતી કરવા સંબંધી બાબદો આવીછે તે આગલ લખાઇ જાવાથી લાંમબુ કરવા દરૂશત જોતો નથી. વલી રીમન માંણશ જાંની બુજી વેહેતી નદીમાં ઊતરે તેને વાશતે એઆ રશો ચાબુકની તોજશ કરવાને આવેલું છે, તે ધણી પુલગુજાર કેવારે થાએ કે તોજશ કરવામાં આવે તો. નહી આવે તો તે ધણીનો ગુનાહ વધી મરગરજાંનીની તોજશને પોંચે, હંધારા ઘેરનો માલેક થાએ, એટલે બેહશતથી હાત ધોઇ દોજખી થાએ.]

---

## પરગરદ ૯ મી.

**અવશતા**—પેરેશદ જરથોશતરો અહોરેમ મજદાંમ હોરમજદ.

**અરથ**-પુછીઊ જરથોશતે હોરમજદને અએ હોરમજદ.

દાદાર હોરમજદને પુછીઊ કે જેવો દુનીઆ માં શગની તથા માંણશની મુવેલી લાશને અરકે, તે ધણીને શું કરે. તે કેમ પાખ થાએ.

**અવસતા**-નરેમ અશુઅંનેમ શપેતમ જરથો શતરે.

**અરથ**-જે મરદ અશો હોએ એ શપેતમાંન જરથોશત.

જેવો કે રાશતી અવશતાનો પઢનાર હોએ, જે ધણી માજદીઅશની દીનમાં ઇઓજદાથરેગરી પુર જાંને, પછી ખોલલાં મેદાંનમાં નવ બાજુ ની દરાજી લાંબી તથા પોહલી ચેઆરે તરપથી બનાવે. આતશથી, પાંણીથી તીશ કદમ દુર રાખે પછી તાંહાં જાએ. અપવીતરને પાખ કરે.(૪૩)

---

(૪૩) આ બાબદ બંશીગો બનાવાની આવેલી છે, નવ વાંમ પોહલો, નવ વાંમ લાંમબો, ચેહારે તરફથી ખોડી, રેતી પાંકરી પાદીઆં નવ કરે, તરણ તરણ કદમને છેટે એટલે તરણ પગલાંને અંદાજે એકકુ પાડીઉ ખોદે હેવા નવ પાડીઆ કરે, તે ઉપર પથર ઇઆ રેતી પાંથરેછે, તેને કેહેછે. પછી બે મોબેદો કરસીઆ, ફુલીઆં પાવ કરી તે જગા ઉપર બરશનુમ આપે; અથવા રીમનને નહવાગવું હોએ તો એક મોબેદ તેને પાખ કરે, જો નવ રાતનું બરશનુમ આપે તો શગ જરૂર જોઇએ. બીજો મોબેદ કાએદા પરમાંણે શ-

## પરગરદ ૧૦ મી.

**પુછીઉ** કે દરૂજે નશશ મુવાં ઉપરથી જીવતાં ઉપર દોડેચ તેને હું કેમ જેર કરૂં, જે મુવાં ઉપરથી જીવતાં ઉપર નહી દોડે.

---

ગને લાવે. લેઇ જાવું કરે.'વલી દરએક પાડીઆંપર બેશાડતાં પેલો પવીતર કરનારો બોલે કે—નમાજ સપંદારમદ અમશાસપંદની જમીનને કર, પેલો બરશનુમ લેનારો બોલે. નમુચ સપંદારમદની જમીનને. હેવું બોલી એક પાડીઆંપરથી બાજાં ઉપર આવે. એ પરમાંણે નવે પાડીઆં ઉપર બેશારે," નેરંગ આપે, શગનાં કાંનને હાથ લગાડે. શગને પાછો લેઇ જાએ,લાવે. પેહેલાં પાદીઆંપર બેશે,નીરંગ આપે તરણ તરણ મરતબે, છ વખત આપે, પછી ખાખ આપે, બદન ખુશ કરે, પછી આવ આપે. છેલાં પાડીઆંપર જાએ, પેહેલા પોતાંના હાથ ધોએ, પછી સઘલું બદન ધોઇ શાફ કરે, શગને પાછો લેઇ જાએ. કશની બાહેર, જો રીમન નાહે તો તે પાખ થાએ. અગર નવ રાતનું બરશનુમ લીધું હોએ તો નવ રાત સુધી હલાયદું બેશે, નીરંગથીજ વેહવાર રાખે, પાંણીને હાથ લાગે નહીં, ચમચાથી ખાએ, પેવંદ પકરી પાંણી પીએ, તરણ રાત પછી આવ નાંમેલાં મોટા કરશીઆથી તંન શાપ કરે,જેને નવશો નાહેઓ એવું બોલવામાં આવેછે. એજ પરમાંણે બાજી તણ રાત ગીઆ પછી મોહટો અને નાહનો કરશીઓ આવ નામેલો લેઇ તંન પાખ કરે, વલીતીજી મરતબે તરણરાત જવા પછી પવીતર બને. બે નાધલા અને એક મોહોટો કરશીઓ લેઈ આવ નાંમેલાં પાંણીથી નાહે, બેહેદીન હોએ તે પવીતર બને. પાછો જેમ આગલ કારબાર કરતો હતો. તે કરે, અગર મોબેદ ઇઓજ

**જવાબ** દીધો કે જે ગાથાવાંણી બે મરતબે, તરણ તથા ચાર મરતબે, પધવાની છે તે પઢ.

**પુછીશ** કે તે કેહાછે ગાથા બે વાર, તરણ વાર અથવા ચાર વાર પઢવાના.(૪૪)

---

દાથરેગરી કરનાર હોએ તો પછી હોમ ગોમની ઇજશને કરી પછી દુનીઆંદારીની ખટપટ કરે. આ જગાપર બરશનુમ આપવા વાલાને તથા રીમન નશારવા વાલાને મોજદ આપવાની બાબદ આવી છે તે આગલ આવી ગેઈ છે, જેથી તે આએ જગાએ લાંબુ કીધું નથી.

(૪૪) આ જગા ઉપર પેહે સારનાં વીશે એસારો આવેલો છે, તથા બાજ લેઇ મુવેલીલાશ પુથે ચાલવા વીશે આવેલું છે. બીજુ પીશાબ તથા જાહરે જઈ આવીઆ પછી બાજ મેલવાની શાહદત આવેલી માલમ પડેછે. અશેમ વોહુ ૩) હુમતેનામ ૨) હોબશેથરોતેમાએ ૩) ઇઆથા અહુ વેરીઓ ૪) હોનીવેરીમ ઇઅજમેદ, પઢી બાજ મેલવી જોઇએ. એ ફરજ દરેક જરથોશતીઓને લાગુ પરેલી છે. ને વીશે મને થોડો ખોલાશો કરવાની ફરજ છે. આપણને, હેરનશો લીલો ઇઆ સુકો અથવા રીમનીની બાબદ સંભાલવાની, તેની પવીતરાઇ જાલવવાની ઘણી તાકીદ આવેલી છે. જો તે ફરજ અદા નહીં કરીએતો બેચીત ગુનેહગાર થાઇએ. હવે રીમની વીશે તો આગલ ઘણી.ગમ લખાઇ ગયું છે પણ શુકો ઇઆ લીલો હેરનશા વીશે થોડો ખોલાશો જણાવુંચ. શુકો હેરનશો તે નખ, બાલ, સુકાએલું ચામરં એટલે છાગરો પડે અથવા કંઇ દરદ થાએ તેનો બાજો ભાગ ચામરાંનો આવવા બાદ ઉપરનો ભાગ શુકાએલો નીકલે તે, ઇત્યાદી જેમાં રહી, નહીં

**અવશતા**-આઅદ* એમેવચ પરમરૂએ ઇ ઓ હેનતે ગાથાહુઅ બેશામરૂત.

---

હોએ તેવી વશતુ, માંણુશનાં તન ઉપરનો, આપણાં કે પારકાં માણસના તંન ઉપરથી નીકલેલો. લીલો હેરનશો તે માંણુશના બદનમાંથી નીકલતી રશી, લોહી, જીવતી ચામરી કપાએલી, ગુમરાનું પરૂ, અને પીશાબની વાતે નીકલતો ધાત, એ પોતાનો ઇઆ પારકાનો નીકલે તેવાં માણુશને ઇઆ અરકે તેને નીરંગ તથા પાંનીથી ગોશલ ઉતારવું જોઇએ. અને શુકા નશાને અરકેઆ હોઇએ તો પાદીઆવ કરી કુશતી કરવી જોઇએ, પછી હરેક બંદગીનાં કાંમમાં ઇઆ દુનીઆદારીનાં કાંમમાં શામેલ થાવું જોઇએ. જો એ બાબદોથી બેદરકારી કરે તો નશશે દરૂજ તેવા ધણી ઉપર આમેજ થાએ. પીશાબ ઇઆ જાહારો કરવા બાદ હાથ મોહડું ધોવાનું રાખેલુંછે, તે જરથોશતી ધરમની ફીલશુફી ઉપરથી માલમ પડે છે. આપણને ગોશલબાજી થવાથી ઇઆ પીશાબ કરતી વખતે તેવી કશર ચોકશ માલમ પડે તો જરૂર નાહવા વગર ચાલે નહીં, પણ ગફલતીથી અથવા પીશાબમાંથી છુંપી બેમાલુંમ કશર નીકલવાથી આપણને ખબર નહીં હોય તો હાથ મોહડું ધોઇ કુશતી કરવી જોઇએ. હાથ મોનું અને પગ ધોવાનું કારણ બોલ્લું આપણને માલમ પડેછે કે આપણાં તનનો ભાગ કોઇબી વશતરની બાહેર હોવાથી. બોલી જગા હોએ તે ઉપર નશશ ઉતાવલો લાગુ થાએ છે, પેહલે તો ખરાબ જગા ઉપર બેશવાથી એટલે વારાની તથા પીશાબની, તે જગાની માંખ, મછર, ઉડી, બોલલા ભાગ ઉપર બેશે તેટલા વાશતે પેલા ઉપર કહેલા પવીતર ગાથાવાંગી પઢવા પછી

**અરથ**-એ રવેશે એ શખ્શ બુલંદ પઢે જે ગાથા છે, બે વાર પઢવાના.

**અવશતા**-અહીઆ ઇઆશા નેમંઘા (વાર ૨), હુમતનાંમ ૨) અશહીઆ આઅદ શેરી અશહીઆ ૨) ઇઅથા તુઇ અહોરમજદાઉ, ૨) હુમાઇમ થવા ઇએજેમઇઅજતેમ ૨) થવશતોએ તરશચા ૨) ઉશતા અહમાએ ૨) સપેઅંતા મેનીઉ ૨) વોહુખશથરેમ વેરીમ ૨) વેહશતાઇશતેશ ૨).

પછે એ શખ્શ બુલંદ બોલે ઇઆને ખુબ અવાજે પઢે કે જે પતેહમંદ તંદરોશતીનાં આપનારા છે, તે બએ વાર પઢે. એટલે જે ઉપર જે

---

તેવી જગાને પાંણીથી ધાઇ નાખવાની ફીલસુફી છે. હવે પીશાબ કરવા જતાં ઇઆ જાહડે જતાં માટોડાંનું ખરૂ લેઇ તે જગા શાફ કરવાની સરવે જરથોશતીઓને તાકીદ છે, તેમ બનવુંજ જોઇએ. પીશાબનો ભીનો ભાગ અથવા કંઇ છુપી ધાતની કશર પેલાં ખરૂ કરવાથી નીકલી જાએછે, જેથી વશતરને લાગે નહીં, અને અપવીતરાઇ થાએ નહીં, પણ આવી બારીકી બાબદોથી તો આપણુ જરથોશતીઓનો ઘણો ભાગ દાહાડે દાહાડે બેદરકારી કરેછે. ગોશલબાજી તે શું, તેને પરેજવું તે શું, નખને અને બાલને પરેજવું તે શું, ખરૂ કરી પીશાબની જગા કોરદી કરવી તે શું, હવી હેવી ધરમ નીતી નહીં શમજવાથી એ બુરો રવાઇઆ ચાલુ થાઇ જર ગાલી બેઠો છે, તેને દુર કરવાની મોઠવણુ લાગતા વલગતાઓથી થાવી જોઇએ. તે વીશે આપણાં શમજુ ટોલા તરફથી સંભાલ થાવી જોઇએ.

જાવતમાં ગાથાવાંણીના ફકરા અગીઆર લખે લા છે તેને બે મરતબે એકકો ફકરો પઢે. જેથી આજેજ થાએ ગનાંમીનો. તે ઘરથી, મોહલાથી, શેહેરથી,ગાંમથી,ગુજરનારનાં તનથી, મરદ ઇઆ ઓરત થી, જે ઘેરમાં ગુજરે તો તે ઘેરના શાહેબથી, તે ઘેહરથી મોહલાથી મોહોલાનાં શાહેબથી; શેહેરથી શેહેરનાં શાહેબથી, ગાંમથી ગાંમના શાહેબથી, તમાંમ અશોનાં ટોલાથી, તે નશશે દરૂજ આજેજ થાઇ અવાખતરની તરફ નાહાશે.

**પુછીઉં** કે તે કેહી ગાથાવાંની તરણ વાર છે પઢવાની.

**જવાબ** દીધો કે એ શખુન છે તરણ વાર પઢવાના.

**અવશાતા**-અશેમ વોહુ ૩) ઇએશેઉઅશ્તો ૩) હુખશથરોતેમાએ ૩) દુજીઅરેનાએશ ૩) આઅદ પશચે થરેશામહુત વચ એમવચ ફરમરૂઅ વારેથર ગનેશ બેશજીઅ.

એ અવસતા તરણ તરણ વાર બુલંદ પઢ. બીજી બાબદો ઉપર આવી ગઇ તેથી લખી નથી.

**અવશતા**-એમવચ આખ તુફરીમ ફરમરૂઅ

**અરથ**-એ શખુન ચેઆર મરતબે બુલંદ અવાજે પઢે.

**અવસતા**—ઇઅથા અહુ વેરીઓ વાર ૪) મ જદાદમોએ ૪) આએરીએ માએશીઓ ૪) આ અદપશચ ચેથરો શા મરૂતે વચ એમવચ પ્ રમરૂઅ વરેથર ગન બેશજીઅ.

**અરથ**—એ પ્‌તેમંદ શખુન ચેઆર વાર પ કે. એછે તંદરોસતીનાં આપનાર બુલંદ એટલે ધણી. બીજા અરથં ઊંપર આવી ગીઆ તેથી લખીઆ નથી.

**અવશતા**—માજનીઅનાં દેઊઅનાંમ શનેથેમ.

**અરથ**-માજંદરાની દેવોને મારવાનાં હથીયાર.

એટલે અવસતાવાંનીથી માજંદરાંનનાં બુરાં માણશોને મારવાનુ. એનું જાણવું એકે તે જાદુગરી કરનાર, બુતપરસતી કરનાર, તેવા બુરા દેવોને જેર કરવું તે અવસતાવાંનીછે. એ સખુનછે નસશેદરૂજ મુવાં પરથી જીવતાં ઊપર દોડે તેને દુર કરનાર. એટલે જે હમરીત રીમન, પતરીત રીમન થાએલાં માણસને ગાથાવાંની પડવાથી તે પઢીને જે આલાતો બનાવીઆછે તેની બરખતથી અપવીતરને પવીતર કરનારી ગાથાવાંની તે અવસતાવાંની છે. આ જગા ઊપરબી રીમનને પાક કરવા વીશે ઘણી બાબદ આવીછે, પણ હમોએ લીધી નથી, સબબ કે આગર આવી ગઇછે. વલી દાદાર હોરમજદ જરતોસતને કહેછે.

**અવશતા**-ઇઓ મજદાઉ મઝીઆઉ એપી જાથવેમ. વેહુશતાહા.ઇઓજદાઉ જરથોશતરે ઇઆ દેને મજદીઅશનેશ.

**અરથ**-જે પાક આદમી જનમથી બુલંદ. એ જરતોશ્ત તે પોતાના શરીરને બુલંદ પાકીથી રાખે અને એ માંજદીઅશની દીનને.

નેક મનશની, નેક ગંવશની, નેક કુનશનીએ કરી પોતાનુ શરીર જેને પાકીથી રાખીઊં; તેને દીનને પાકી આપી. જે પોતાનાં તંનને, પાક રાખે તે મનશની, ગવશની કુનશની વારો અશો આદમી. હોનવર તંનને પાશબાંની આપેચ. ઇઅથા અહુ વેરીઓ, કેમનામજદા, અશહે. એ નીરંગ પટીઆથી જમીન પાક થાએ, ઉરવર પાક થાએ, ઇતીઆદી ભલી વસતુએ પાક થાએ.

---

## પરગરદ ૧૧ મી.

**અવશતા**-પેરસાદ જરથોશતરો અહુરેમ મજદાંમ.

**અરથ**-પુછીઊં જરથોશતે હોરમજદને.

કે અએ મીનો હોરમજદ-કેમ ઘરને પાક કરૂં, કેમ આતશને, કેમ પાંણીને, કેમ જમીન ને, કેમ ગોશપંદાને, કેમ અશો મરદને, તથા અશો ઓરતને, કેમ હોરમજદની નેઆંમત ચી જો પેદા કીધેલીને પાક કરૂં.

**જવાબ**—કે એ જરથોશત, ઈઓજદાથરે ગર ઓબેદનાં પટવાથી પાક થાએ પર, પાક આતશ, પાંણી, જમીન, ગોશપંદો, ઉરવરો, અશો મરદ, અશો ઉરત. એ શરવે અવશતા વાંની પટી એટલે ઈજશને વંદીદાદનું પવીતર કાંમ કરવા શાથે. અને અર્થેમાંમવચો, પાંચ ઈઅથા અહુ વેરીઓ, કેમનાં મજદા, અશે શુધી માંથરવાંની પટવાથી એ શરવે પાક થાએ.

**અવશતા**—એમદ ગાંમ ઈઓજદથામે. એમાંમ અદ વચો ફ્રમરૂઅ. ગઊઅ અદાએશ. તાએશ શીઉથનાએશ, ઈઆએશ વેહેશતાએશ. ફ્રશીઆ મહી.

**અરથ**-એ રવેશે ગોશપંદને પાક કરે, એ રવેશે અવશતાના પટવાથી. ગોશપંદને ઘાશ પાંણીનું આપવું કરે તેઓને વાશતે ખોલલું મેદાંન રાખી, ચારીઆં કરે.

એટલે તેઓને ફરવાને ઇઆ ખાવાને ખોલલી જગા રાખી ઘાશનું ઊગારવું કરે તથા પાંણીનું આપવું કરે. તેઓને રેહેવાના તબેલા બાંધે, તેઓને આશુદાં રાખે, બંદો રૂતુમાં. એટલે ગરમ રૂતમાં ખોલલી જગા રાખે, શરદ રૂતુમાં વશતરનું પેહેરાવવું કરે. અવશતા વાંની પટનારા નર અથવા નારીબી અશોછે.

**અવશતા**-આએરીએ માએશીઓ રપ્દરા એ. જંતો નર બીઅશચા. નાએરે બીઅશચા. જરથોશ્ત તરહે. વંઘેઉશ. રપ્દરાએ મનંઘહો. ઇઆ દેનાઉ વેરીમ હુનાદ મીઅજદેમ. અશહી આ. ઇઆશ્ચા અશીમ. ઇઆંમ અશીઆંમ અહોરો મશોતા મજદાં. (૪૫)

**અરથ**-હોરમજદ કહેંચ કે જે નર, ઇઆ નારી જરથોશતી દીન ઉપર ઘણી ખુશહાલ થઇને પોતાનાં અંતકરણથી દીન કબુલ કરેતો. તેને રામશનીનું પોંહચવું થાએ.

એટલે રાંમશની ભરી દીન. તે કબુલ કરી તેમાં આવવા ચાહેતો તેને આપે. એટલે ભલી દીનમાં લેએ. જે પોતાને શવાબનો બદલો મેલવવા ચાહીને દીનમાં આવે તેહને.

અવસતાવાંની પઠવાથી આજેજ થાએઓ. હેશમ દેવ જે કરોધનો કરનારછે તે. એટલે ગોશાનો દેવ તથા પતરીત રીમન તથા અતરીત રીમન. અટરીત એટલે જેની ઉપર નશશે દરૂજ પોંહચીઓછે તે, પતરીત એટલે તે રીમન

(૪૫) આ બાબદ ચોકશ પોતાની દીનનો વધારો કરવા વીશે આવેલાછે. એમજ દરએક ધરમમાં તેવી મંનપતીજ સમજાવતથી, પોતાની દીનનો વધારો કરેછે. તેમજ આપણનેબી ફરમાંનછે કે ચાહીએ જેવો આપણો રાહા રશમ યો ચાલવાને ખુશી હોએ તો તેને લેવું જોઇએ.

થાએલા શાથે એક પેવંદ અથવા વાતચીત કરે તેને કહેછે. તેવા રીમનો દુનાઆંની પેદાએશ ને કમી કરેછે. પાંણીની કમતી કરેછે. અશો ઇની કમી કરેછે એટલે પરેજગાર લોકોમાં રી નની પ્રેલાવી અપવીતર કરેછે. તે લોકોને આ જેજ કરે, બુરા દેવની ચાલનાને, આજેજ કીધો બુ દ દેવને. બુદીઆજ દેવને, કુન દેવને, બુશીઆ શપ દેવને, દરોગ દેવને, દરગગોઇ કરનારને. લ ડાઇ.કરૂં પરીઓશે, પરીની ઓરાદનાંશે, જેવો ખરાબ કરેચ આતશને, પાંણીને, જમીનને, ગો સપંદને, તે સઘલા બુરા દેવોને, તેની ચાલનાં ઇનશાંનોને, બુતપરશતોને, બુરી રાહ્ના, બુરે રસ તે, બુરી દેઆંનતથી ચાલનારા, અથવા ચલાવના રાઓને આજેજ કરૂં.

---

## પરગરદ ૧૨ મી.

**અવશતા**-આઅદ ઇઅદ પેતો પેરે એરેથી એતે માતેવા. પેરેએરેથીએતે. ચુઅદ એશાંમ ઉપનાનીએન. પોથરો હુચે પતરેમ. દુગડો હુ ચે માતરે. ચુઅદ દહમનાંમ. ચુઅદ તનુપેરે થનાંમ.

**અરથ**-જેવારે બાપ ગુજરે અથવા માએ ગુજરે તો બેટાને બાપથી, બેટીને માએથી, કેટ લું દહંમ, કેટલું તનાંપુરગાંન. દહંમ એટલે અ

થોરનાંનને કહેછે. તનાંપુરગાંન એટલે રથેસતાર વાશતરીઓશને કહેછે," તે ઊપર કેટલું રેહેવું.

**અવશતા**-આઅદ મરૅદ અહોરમજદાઉ. થરેશતેમ દહમેનાંમ. ખશુઅશતીમ તનુપેરેથનાં.

**અરથ**-એ રવેશે કહીઊં હોરમજદે, તીશ દહમને. શાથ તનાંપુરગાંનને.

અશલ લખનારની શરેહમાં તરીશ દાહાડા અને શાહાઠ દાહાડા પતેત કરવા ઇઆ પશે માંની ગુજારવા રેહેવું, હેવું આવેલુંછે. પણ પતેત ઇઆ ગુજારેશ હેવું સરેહમાંછે. (૪૬)

---

(૪૬) બાપથી તીશ ઇઆ શાહાઠ દાહાડા બેટાએ, માએથી તીશ ઇઆ શાહાઠ દાહાડા બેટીએ રેહેવું, હેવું આવેલુંછે. અવસતાના બોલાશામાં કાઇ પતેત કરવું તેના પુઠે શું કરવું તે કાંઇ આવીઊં નથી. એ ઊપરથી ચોકશ સાર હેવો થાએછે કે દુનીઆંનાં કારોબારમાં ભેલાવા છોકરાએ તરીશ અને શાહાઠ દાહાડા સબુરી પકડીઆ પછે બાપની તરફનો તમાંમ કારોબાર ચલાવવો. એજ પરમાણે છોકરીએબા દુનીઆંદારીની ખટપટથી દુર રહી માએની વટી તેનો કારોબાર ચલાવવો. અથોરનાંન હોએ તો તરીશ દાહાડા. અને રથેશતાર વાશતરીઓશ હુતોખશ હોએ તો શાહાઠ દાહાડા એજ પરમાણે છોકરો ગુજરે તો બાપે, છોકરી ગુજરે તો માએ તેમ કરવું, હેવું આવેલુંછે. વલી આ જોગવાઇએ લખુંચ કે શરેહ કરનાર તરફથી એ તરણ ગમ હેવુંજ કોઇ મતલબનું લખાંણ આવેલુંછે. તેબી તકરારી લખાંન. વલી મતલબનું હોએ તેમ માલમ પડેછે. બાકી, અવસતા અને તેનાં અરથમાં તેમ કઇ લખાએલું દીશતું નથી. ફકત શગાં વાહાલાઓએ અરશપરશથી તેઓ વીશે એટલે ગુજરનાર વીશે પશતાવો કરવો.

**અવશતા**-કુથ નમાનેમ ઇઓાજદથાને. કુથે બોન ઇઓાજદાએતે. •

**અરથ**-દાદાર, કેમ ઘર પાક થાએ. કેમ જમીન પાક થાએ.

**અવશતા**-આઅદ * થરેશ ફ્રશનાએતે તનોનાંમ. થરેશ ફ્રશનાએતે વશતરનાંમ. થરશ ફ્રશરૂત ગાથનાંમ.

**અરથ**-તરણ વાર તંનને જીઆદે ધોએ. તરણ વાર વશતરને, તરણવાર જીઆદે ગાથા વાંની પરે.

એટલે તરણ દાહાડા પોતાનું ધણું તંન મન સાફ રાખી સારીપેઠે ગોશલ ઊતારી વશતર શાફ ધોએલાં પેહેરી, તે તરણ દાહાડા ગાથાવાંની એટલે બંદગી કરે. (૪૭)

---

(૪૭) આ બાબદ ઊપરથીજી ખોલ્લું માલમ પડેછે કે છોકરા છોકરીએ માએ બાપનો. ઇઆ માએ બાપે છોકરા છોકરીની કજા વખતે. તરણ દાહાડા નાહી, શાફ કપરાં પેહેડી બંદગી કરવી. આએ પરમાણેજ એક બીજાની તરફથી અરશપરશની શગાઇવાલાં મામા, માશી, કાકા, ફુઇનાં. દર દોશદારના, અરશપરશના શગાંઓ વીશે બંદગી કરવા અથવા શગ્રૂરી પકડવા વીશે આવેલુંછે. એ ભલો રેવાજ નવશારી, સુરત, ગાંમડાંઓમાં અરશપરશની બંદગી કરવાનો રવઇઓ અશલ ફરમાંન.પરમાણે ચાલુ રહેલાછે. પણ અફશોશ કરવા શાથે નાચારીએ લખાવું પડેચ કે મુંબઈ શેહેરમાં પાંચ

**અવશતા**-એમાનુનો આતરેમ ઇઅજતે. બેરશમે શતરે નેતે.અએવીઓ વંઘેબીઓ. જી થરાનુ બેરેતે.

**અરથ**-હુમગોમ, બરશમ, આતશ વીગેરે તમાંમ અલાતથી.

એટલે ગાથાવાંનીનું ઇજવું બુલંદ અવાજે ઇ આને શારીપેઠે દીન તરણ પઠે તેનું શમજવું એજે દીન તરણ શરોશનું કાંમ કરે.

**અવશતા**-ઇઓજદાએતે. બુન નજાનહ. વશો નુપાએતે અપાંમ. વશો નુપાઓતે નુરુઅ

---

પચીશ ભાકુતી મોબેદાથો બંદગી કરાવી. તથા કેટલીએક ત હરાંનો ઊંચો ખરચ કરવાને તથા બંદગી કરવા વીશે ગફલ તી કરવાનો રવઇઓ અરશપરશના શગાં વાહાલાંમાં પડી ગ યોછે. ઘણું લખવાનેબી કમકમાટ છુટેછે. વલી નામીચા ગજવંશી શેઠો, ધરમ ગુરૂઓ, બેહેતર દીનના જરથોશતી ઓ એટલે વીદવાંનો જાંહાં વશે તીઆંજ. એ તરણ દાહાડા જંગલીપણું વપરાએ. તે વીગતે લખી દીન દુશમ નોને, એટલે જુદદીન વાલાઓને બીજી આંખ આપી તેઓ નાં તોનામા રેહવાને ઇઆ રાખવાને હું દરશત ધારતો ન થી. જીઆં શંપ નહો, જીઆં પંચ મંડલી નહી, જીઆં અપખશપાતપણું નહો, તીઆં કાંઇજ નહી. જીઆં કુશં પ, જીઆં આપ મતલબ, જીઆં તકોબરી, ગરૂરી તીઆં ભલાં કાંમની, પવીતર ધરમની, જરથોશતી ટોલાની, ફનાં થવાની નીશાંન શમજવી.

રાંમ. વશ્ના ઉપાએતે અમેશનાંમ સપેંતનાંમ. સપેંતમ જરથોશતર.

**અરથ**-એ શપેંતમાંન જરતોશત. પછે પાક થાએ, તે જગો, તે મકાંન, એટલે લાશને મેલેલી જગા અથવા તે મકાંન (૪૮) તે જગા ઉપર મુરાદ માફક પાંણી ચલાવે. મુરાદ માફક ઉરવર. મુરાદ માફક ચાંલે અશોઈનાં કાંમો. એટલે બંદગી કરવાનાં કાંમો.

(૪૮) આ બાબદ હેવી ઓછલી શમજ પડે તેહેવી છતાં મુંબઈમાંજ ગુનાહ થાએછે. તે એકે, તરણ દાહાડા પછે પેલી અપવીતર જગા ધોઇ નાંખેછે પણ શાફ અવશતાથી હેવું ઓલું શમજાવેલું છે કે, તે ઘરમાંની જમીન પાક થાયા પછે પાંણીથી ધોઇ આગમ વાપડતાં હોય તેમ વાપડે અને તે જગ ઊપર પાંણી, ઓરવર, ખાધાની વશતુ લેઇ જાએ. આ વખતે મારે જણાવવું જોઇએચ કે પેલા બુજરોગ અને કાબેલ દશતુરજી શાહેબ એદલજી દારાબજી શંજાનાએ હાવી શહરે ઇઆ કાંઇ ખાંનગી મતલબ તેમાં આવવાથીજ વીચાર લાવી વંદીદાદના પુશતક ઊપર ચહી કરવાને અખાદા કરેલા માલમ પડેછે. એક બારગી તેવણે વખત તપાશી કોઇબી તરાંહાં કરી હાએ, પણ મોહોડેથી કરવામાં અને લખી દશતાવેજથી ચોકશ કરવામાં આશમાંન અને જમીનનો ફેર પડે છે. તેવો ફેર તે બુજરગ દશતુર શાહેબે શમજેલોછે, અને પોતાના અથોરનાંન ભાઇઓનો ચોકશ બચાવ કરવાને ધારવીનેજ તેમ કરી દાનાઇ વાપિડીછે. હેવું હું ચોકશ સમજુછું. પછે તો વાંચનારા શાહેબોનો જેવો વીચાર.

**પુછીઊ** કે જુદદીનનો શખશ ગુજરે તેનો નશો શપેનાંમીનોની ફેદાએશને કેમ મલે એટલે હુમરીત, તથા પતરીત, રીમન કરે.

**જવાબ** દીધો જે જેમ દેડકો ઘણો સુકો વરશ ૩) નો હોએ મરેલો. તેવો તે જુદદીનનો હુર નશો જાણવો, કારણ કે તે જીવતો અશો નથી. મુવા પછે નશો ઈઆં રીમન નથી.

**અવશતા**—જુવોજી શપેતમે જરથોશતર. મેરીઓ દરૂઆઉ બેજંઘરો અઊઅથ અએશ મોગો અનસુઅ.

**અરથ**-એ જરથોશત બે પગો દરૂઅંદ શાવાશતે કે તે આશમોગ, નાં અશો.

એ શપેતમાંન જરથોશત હું શપેનાંમીનોની એટલે હું હોરમજદની પેદાએશમાં તે જીવતોજ ખરાબી કરેચ. જીવતોજ આતશને બુજાવેચ, જીવતોજ પાંણીને મારેચ, એટલે પાંણીને અપવીતરાઈ આપેચ. જીવતોજ ગોશપંદાને મારેચ, એટલે તેઓને પાછાં પ્રરવેચ, ઈઆને કાપેચ. જીવતોજ અશો મરદને જીઆદે અપવીતર કરેચ. તે બે પગો રાહાજન જીવતોજ નાં અશોછે, એટલે આશો નથી. (૪૯)

---

(૪૯) આ બારમી પરગરદને વાશતે ઉતારાનાં વંદીદાદમાં દશતુરજી જમશેદજી એદલજી બેમનજી જામાશપઆશાનાં ઓલાશો કરેચ કે, બારમી પરગરદની પેહેલવી ઊપરથી

## ૫રગરદ ૧૩ મી.

**અવશતા**—કદતદદાંમે. સપેંતો મેનીઅ ઊ અએતચાંમ દામેનાંમ. ઇઓએ હુંતે સપેં તહે મેનીએઉસ દામેદાતેમ વીશપેંમ પેતે ઉશા ઉંઘેમ. અહુમ વખશાદ.હજંઘર અંધરો મે નીઊશ પેતેજશતે.

**અરથ**–કોણ તે પેદાએશછે, શપેનાંમીનોની પેદાએશ પેદા કીધેલી. તે બુલંદ પાખ કરનાર હો શનમાં, એટલે હોશંન ઘેહેનાં વખતમાં. પોકાર નાર બંદગી ધણી કરનાર તેથી ગનાંમીનોની હ જાર પેદાએશને મારવું પોહએ.

**અવશતા**-આઅદ* શપાનેમ શીજદરેમ ઉ રઇ શરેમ ઇમવંધાપરેમ ઇએમ મશીઆક અઊ અ દુજીઅ ચંચહો દોજેકમનાંમ ઓજેતે.

---

તેનો તરજુમો ગુજરાતીમાં મેં પોતે કરેલોછે, હેવું લખવામા આવીઊંછે. વલી આ જગા ઊપર મને એ બોલ લખી ભ લા જરથોશતીઓની ખાતરી કરી આપવાની અગત જણા ઇછે કે, ધરમ સંબંધી કેટલાએક ગુચવાડો વધો ગીઓછે, ને મુંબઇમાં શેહેનસાહી બે દશતુરો થાવાથી એક બીજાની વીરુધ બોલવાથી ઇઆ લખવાથી. એક બીજાને લાગતા વ લગતા તરફથી મદદ મલવાથી એક એકનું બોલેલું તથા લ એલું પસંદ કરવામાં આવતું હતું નહી. તેનું મુલ કારણ હશદ, અદેખાઇ, આપમતલબનું હતું. અને હાલછે.

**અરથ**–એ રવેશ જે શગ વંધાપરેમ એટલે મુરગ વંધાપરેમ નાઅમનોછે. તેહુને આદમી બુરાં નાંમથી મુરઘો કરીને કેહુછે. જે આદમીઓ તે શગને એટલે મુરગને, મરઘો કરી કહુછે તેઓ ગુનેહગારછે, તેહુને ચંનવદ પુલ નહી ગુજારી થાએ. કે નહી જીવતાં શરોશની તેહુને મદદ થાએ.

એટલે જે મુરગ પોકારવા પછે બુરા લોકોનું તથા બુરા દેવોનું નાહાશવું થાએ, બુરી રીમની દુર થાએ. બંદગી કરવાથી તથા ઘરની શફાઇ કરવાથી એટલે શાફશુફ કરવાથી. અંધરેમેની ઊશની પેદાએશનાં નેહુશત થાએ. જેવો બુરી મરજીથી ખરાબી કરવા આવયા હોય તેવો. (૫૦)

દાદાર હોરમજદ સપેંતમાંન જરથોશતને કહુછે કે, એ જરથોશત–તેઓછે પશતાવાની બુરી મનશનીનાં, પશતાવાની બુરી ગવશનીનાં, પશ

---

·(૫૦) આ બાબદ હેવીછે કે પાછલી રાતે મુરગ પોકારેચ, તે શરવે ઇનશાંન માતરને શજાગરૂ કરેચ, કે તમો ઉઠો બુરા દેવો જે આતશને, તથા પાંણીને ખરાબ કરવા આવેલાછે તેને અવશતાવાંની પઢી દુર કરો. અને બુરાં બનશાંનો જેવાં કે ચોરો વાતપાડા એટલે રાહમારૂઓ, તમારા ઉઠવાથી શેકશતે થાશે. વલી ઘેરમાંનો કચરો પુંજો શાફ કરવાથી આતશ રોશન કરી તે ઉપર ખુશબો મેલવાથી ઘરમાંની શઘેલી ગલીચી એટલે ખરાબ હવા દુર થાએછે.

તાવાની બુરી કુનશનીનાં ગુનેગારછે કે જે શ ગો નાંમ બનાંમથી ઓલખાએછે, તેહુને મારે. અને જેઓ નાંમ બનાંમ શગોની માવજત કરે, તથા ખોરાક આપી પાલંન કરે તેઓ બેહુશત હાંશલ કરનારાછે. જે શગ રાતને વખત પોકારવું તથા રડવું કરેચ. તેનું જાણવું એમછે કે અંગરેમીનોની પેદાએશનાં, બુરા દેવો તથા બુરી ચાલનાં ઇનશાંનો, ભલાં ઇનશાંનોને નુકશાંન કરવા ધારવી, રાતને વખત બાહાર આવેછે. જેઓ બદ મનશનીનાં, બદ ગવશનીનાં, બદ કુનશનીનાંછે, તેઓને દુર કરવા શગ મોહોલામાં પોકારેચ, કુહુરાપો કરેચ, રદન કરેચ, ધભરાટ કરેચ, જેથી તેઓને આગમજથી આધાહી થાએચ. વલી શગો ધણી જાતનાંછે, તે શગોનાં નાંમો આ અવસતાથી શાહાદત આપેછે.

**અવશતા**–પશુશહુરૂઆંમચ વેહુસ હુરૂઆંમચ. વોહુ નજગાંમચ. દરૂખતો હુનરનાંમચ.

**અરથ**–૧) પશુશહોરૂન નાંમનો. ૨) વેહશહોરૂન નાંમનો. ૩) વોહુનેજગણે. ૪) દરૂખત નાંમનો હોનરવાલો શગ.

એટલે જે એ શગને જેબી હુનર શીખવે તે શીખેછે. જેઓ શગને મારી નાખે તેનું રૂવાંન બેહુશતની તરફ નહી પોંહચે.

**પુછીઊ** જે, એવા શગોને મારી નાખે તેને શું તોજશછે. જે પશોહોરૂનછે તેહને મારે.

**જવાબ** દીધો જે પશોહોરન શગને મારે તો ૮૦૦) ચાબુકની તોજશ કરે. વેહુશહોરૂને મારે તો ૭૦૦) ચાબુકની, વોહુનજગનેને મારે તો ૬૦૦) ચાબુકની. દરૂખતહોનરે નાંમનો મારે તો ૫૦૦) ચાબુકની તોજશ કરે. એ વીગેરે ઘણાં શગોનાં નાંમો આવેલાંછે. તેહુને મારી નાખે તેહુની ઊતરતી તોજશો આવેલીછે, પણ લંબાં ન થાઇ જાવાને લીધે હું ટુકું કરૂં છેઊં. વળી શગને ખાંનું નરમ દુધનું, ઘીનું આપવું જોઇએ, થંડું આપવું, ગરમ હોએ નહી, જેથી તેઓની જબાંને નુકશાંન પોંહચે નહી, તે વીશે તોજશ કરવા લખેલુંછે કે, ખરાબ તથા ગરમ ખાંનું શગને ખાવા આપેતો ગુનેગાર થાએ. વળી શગની આઠ ખશલતછે. જેમ માંણશની ખશલત આઠછે તેમ.

**અવશતા**—શગહે અઊઅહે અશતાખેશ્રેમ.

**અરથ**—શગમાં હેવી આઠ ખશલતછે.

ખશલત ૧ લી અથોરનાંનની. જેમ અથીર નાંન શબુરીવાલોછે તેમ.

**અવશતા**—પેતે ખરેથે ખરેતે. ઇઅથે આથરૂઅ.

**અરથ**—તે અથોરનાંનની મીશાલ ખાંનું ખાએચ.

**અવશતા**—અએતેશે હુમ ઇઅથ રથેશતારે.

**અરથ**—તેમાં ખસલત રથેશતારની ર) જી.

એટલે જેમ પેહુલવાંન લોકો પોતાના પાદ શાહુની આગલ પાછલ ચોકાશી રાખી ચાલેછે તેમ તે શગ ભરવાડનાં ટોલાંની તથા વંજારા નાં ટોલાંની એટલે નાંઠલાં મોહુટાં ગોશપંદની શંભાલ, નખી જાંનવરોથી, એટલે વાઘ, વરૂથી કરેછે.

**અવશતા**—અએતેશ હુમ ઇઅથ વીશાુશ.

**અરથ**—તેમાં ગવઇઆની મીશાલે ખશલત ૩) જી.

એટલે ગવઇઓ જેમ માંણશનું દીલ ખેંચી લીએછે. તેને ખુશી કરી તેહુનો પેઆર મેલવેછે.

**અવશતા**—તાંથરો ચેનો ઇઅથ તાઇુશ.

**અરથ**—અંધારાંની મોરાદનો મીશાલ ચોર ની. ૪) થી.

ચોરની મોશાલે હલ્લુ હલ્લુ ચાલે, અંધારી રાતે દોડે, મુકેલું ખાઇ જાએ.

**અવશતા**—તાંથરોચેનો ઇઅથ દેશોશ.

**અરથ**—અંધારાંની મોરાદનો મીશાલે રાહાજન. ૫) મી.

એટલે રાહા મારનાર, રશતો બંધ કરનાર, કોઇનું લેઇને પાછું આપે નહી, તેની મીશાલનો.

**અવશતા**—અએતેશે હુમ ઇઅથ દેશોશ.

**અરથ**—તેમાં ખશલત મીશાલે દદાની ૬) ઠી.

જેમ દદા મકર ફરેબ રએચ, પતાવેચ, પુશલા વી કાંમ કાઢાડી લેએછે તેમ.

**અવશતા**—ખંદરેકરો ઇઅથજેહુકે, અશનેર શો ઇઅથ જેહુકે, એરેતો પંતાનેમ ઇઅથ જેહુકે.

**અરથ**—ખુની આગર મીશાલે જેહુની, નજદીક જખમ કરે મીશાલે જેહુની, દુર રાહા જાએ મીશા લે જેહુની ૭) મી.

એટલે જેમ છીનાલ ઓરત, ખુન કરવાને, જખ મ કરવાને, દુર રાહા એખલી જાવાને, આવવાને બીએ નહી તેમ.

**અવશતા**-ખફનો ઇઅથ અપરનાઇઊશ શને જનો ઇઅથ અપરનાઇઊશ હોજો દરાજો ઇઅથ અપરનાઇઊશ.

**અરથ**—ખુવાબ કરવામાં મીશાલે બચ ચાંની ખુદરફતર મીશાલે બચચાંની, જબાંદરાજ મીશાલે બચચાંની ૮) મી.

બચચાંની માફક શજાગરૂ ઊંઘનો, ગેલ કરીને ખાનારો, રમુજ કરીને એટલે રમુજ આપી ખુશી કરીને ખાનારો.

વલી દાદાર હોરમજદ જરથોશતને કહેછે કે જેઓ શગે આબીકને મારે, તેથી તે શેહેરમાંથી શરવે બરખતો નેહશત થાએ. એટલે અનાજ જાહાડ પાંનમાં, ફુલ ફરારમાં, તરો તાજગીમાં, ઘાશનાં ઊગવામાં કમતી. થાએ.

**પુછીઊ** જે એ દાદાર હોરમજદ તે શરવે ચી જ પાછી કેવારે પોંહચે, અનાજનુ, ફુરવરનું, ઘા શનું ઊગતું જીઆદે થાએ.

**જવાબ** દીધો જે, જે શગેઆબીક નાંમનો દરી આઇ શગછે, તેને મારીઓ હોએ તેની આરાધ નાં કરે, જેમ આદમી પોતાનાં ખેશીઓનાં દીન તરણ, પવીતર ઘેરમાં શરોશ કરાવેછે, એટલે દરેમેહેરમાં હોમ, ગોમ, બરશમ શાથની આરા ધનાં કરેછે તેમ કરે, તો ગાંમમાં પાછી શી રી, ચરબી, એટલે તરોતાજગીની વરધી થાએ.

---

## પરગરદ ૧૪ મી.

**અવશતા**—પેરેશદ જરથોશતરો હોરમજદાં મ અહોરમજદ * ઇઓ ફુદરેમ જંતે ઇએમ ફુ પાપેમ હજંઘરાએશ શુનીશ શતરેનાંમનો હજંઘ રાએથા શુનીશ નેરીઓ નાંમનો ફરજાબુએદંઘે મ શનેથેશ વીકરદ ફુશતાનેમ કાહેઅશતેચેથ.

**અરથ**—પુછીઊ જરથોશતે હોરમજદને, અ એ હોરમજદ, હજાર ભાગ નરનાં, હજાર શગ નારીનાથી જે શગેઆબીક પાંણીના શગ પેદા થાએછે તેહને મારે તો, શું છે તેની તોજેશ.

**અવશતા**—આઅદ * બેઊઅરે ડુપાજને નાંમ ડુપાજોએદ અશપે અશતરીઅ બેઊઅરે શરો શોચરનીઅં.

**અરથ**-દશ હજાર ચાંમડાંનાં ચાબુક તે તનાં પુરીગાંન. એ ગુનેગારને મારે.

દરીઆઈ શગને મારનારા ગુનેહગારને. તેહને એક હજારને શાતશો તનાંપુરીગાંન ગુનાહ લાગે. તેવા ધણીને તોજેશ કરવા બાદ તે ગુનેગારને શવાબ કરવા ફરમાવેલું છે. કે દશ હજાર આતશની જગા ઊપર આતશને વાશતે શુખી કાઠીના ભારા મોકલે, તથા શુખડ, લોબાંન, બહુ અગર આતશખાનાંમાં, રૂપાં શાથે મોકલે. દશ હજાર હોમ ગોમ બરશમ શાથની પવીતર જગાપર ઈજશને કરાવે. હરેક ભલાં કાંમો પોતાની હઇઆતી શુધી ચાલુ રાખે.. જેથી શગેઆબીકને મારનાર પુલગુજાર થાએ.

**અવશતા**-કનીઆંમ. અશકંદાંમ અનુપીઅંતાંમ નરેબીઓ અશુએબીઓ.

**અરથ**—પોતાની બેહેસતને વાશતે છોકરી દરશત બેકર, મરદ અશોને આપે.

**અવશતા**-દાતરે * કાઇઆકેને.

**અરથ**—દાદાર, તે કોણની છોકરી.

**અવશતા**-આઅદ મરોદ અહોરમજદાઉ.

**અરથ**-એ રવેશે જવાંબ દીધો હોરમજદે.

**અવશતા**—ખંધહેવાં દોગદે વા નાંમેને મદ ગોશાઊઅરે પશચ પંચ દશેમ શરદેમ નરેબીઓ અશુઅુબીઓ નારે થવનાએ ઉપ વાદીએતે.

**અરથ**-પોતાની બેટી ઇઆ બેહેન, જેવરો શાથે અશો મરદને પરણાવી આપે. પંદર વરશની થવા પછી. (૫૧)

---

(૫૧) આ બાબદ લગન કરવાની એટલે પરણાવી આપવા વીશે આવેલીછે, બરાબર પંદર વરશની છોકરી થએ તેવાર પછી એક બીજાશે શગાઇ કરવી. એટલે આદરની કરવી. હાલું ખુલ્લું અવસતામાં આવેલુંછે. તેબી છોકરી ઇઆ બેહેન વીશે. તેવારે તો છોકરાની ઉમર તેથીબી વધારે હોવી જોઇએ. પણ જેવો ધીંગલા ધીંગલીના, લગન કરેછે તેઓ બચીત ઠગાએછે. તેહનું જાણવું એકે તેઓ પુગતી ઉમરમાં આવી સંનસાર શુખ ભોગવે, તેટલા વખતમાં તો હજારો તહરાંનાં વધનો પડેછે. કંકાશો થાએછે. અરસપર સને નુકશાંન વટીક થાએછે. પારકાં બચ્ચાંની જુદી પેથ કરવી પડેછે. તેમાં તેવાં બચ્ચપણનાં જોડાંને કાંઇ હરખત બની તો પાશા પાંણીમાં જવાબાદ, શગાઇમાં ખુરો કંકાશ

**અવશતા**–દુઇએ નુએતે નરાંમ અશોનાં મ વાશતરીએતે ગેહુશવા ખરેથવા હુઇઆનુવા મ ડોશવા.

**અરથ**–બે નવ, અશો મરદને દુધનુ મીઠુ ખાનુ ખવારી તથા શરાબ પાઇ પુર ધરાએલા કરે, પોતાનાં સવાબને વાસતે. (૫૨)

**અવશતા**–હાહે અશતે એથે હાહે અશતે આપેરેતેશ અએપે પારેમનાએ એદ અશોને નો એદ અનેવે પારેમનાએ દરૂજો નમાનહે હેથી આનુ અંગેન અશતીઓ.

**અરથ**–એ ગુનાહની તોજેશછે. એ ગુનાહનો પુલ ગુજારી નથી, એ રવેશે તે અશોનથી તેહને ધણી તોજેશ કરે, તેહને તોજશ કરે

---

ઊભો થાઇ જાએછે. હેવા ગેરફાએદાછે. વલી ઇંગરેજી કાએદા પરમાણે અને પેલા નવા ધારા પરમાણે છોકરો કે છોકરી શમજતાં થવા પછે એકબીજા શાથ દીલ બાંધવા રાજી રેહેતાં નથી. તો, પુરીજ કમબખ્તી તેઓના માબાપોની થાએછે. ઇતીઆદી, હાવી બાબદો વીશે આપણી સમઅત અનજુમન તરફથી કાંઇ ચોકસ બંદોબસત થાવો જોઇએ. પણ જાંહાં, મેં બુરા, તુમ બુરા નહી. હેવુંજ ભલા લોકોનાં મગજમાં થશી ગીઉંછે તે દુર થાએ નહી, જાંહાં લગન એકસંપથી ટોલામાં પંચ મંડલી થાએ નહી, તાંહાં લગન જેટલું બોલવું, જેટલું લખવુ, તે શઘલું પેરથ જાવાનું.

(૫૨) આ બાબદ હેવીછે કે અધાર અશો મરદોને

તો તે પુલ ગુજાર થાએ, પછે નહી તો તેને વાશ
તે દરૂજનું ઘેર કાએમછે.

**અવશતા**—ગેાુશ તશને ગેાુશ ુરોને
અ ગેાુશ હુદાુંઘો ુરોને. હુજંઘરેમ બેશજનાં
મ બેઊઅરે બેશજનાંમ.

**અરથ**-ગોશપંદ. નેકીનાં આપનાર, તું ગોશ

---

ગોશતનું તથા દારૂનું મીથું ખાંનું ખવારે. એ બાબદ અવસતામાં ગેઆેસ બોલનો અરથ ઘણાં સાહેબો દુધ નો કરેછે, વલી ઘણાં સાહેબો તેનો અરથ માશ ખાવાનો કરેછે. પણ ગેઆેશ બોલનો અરથ ચોકસ દુધનોજ થાએ છે. તે વીશે પુરતા બોલાશા શહીત હમે શાલ ૧૨૪૭ યજ દેજરદીમાં એક ચોપાંનીઉં કાહાડી, હાલ સઘલા જેઆે દસ તુરીમાં મોબો ધરાવેચ, તથા બેહેદીનો વીદવાંનોમાં નામ લ ખાવેચ તેઆે ઉપર નાંમ બનાંમ ટીકા કરી તેઆેને પરે ટેશ કરેલાછે, પણ જાંહાં કાંઇબી સાબેતીજ નહી, તાંહાં તે ઓ એક ગરીબ મોબેદની ખાતરી કરી આપવા શકતીવાંન નથી, તે ચોકશ થઇ ચુકુંછે. કે ગેઆેસ બોલનો તથા ગાં મચ. બોલનો, તથા ગાંમ જીવીઆંમ, બોલનો અરથ, દુધનો જ થાએછે. પણ જો તે વીદવાંન સાહેબો એક નાંધલી જે વી અનજુમન બોલાવી પોતાની ખાહેશ શીધ કરવા માંગ શે તો અને અનજુમનની પુરતી ખાતરી કરી આપશે તો હમો તેની મીજલશમાં આવી હમારૂં બોલવું ખરૂંછે, તે અ વસતાનાં ચોકસ ૫કરાઓથી સાબેત કરી આપવા તઇઆર છેજીએ.

પંદ નેકીનાં આપનારની હજાર ઘણી તંદરોશતી. દશ હજાર ઘણી તંદરોશતી.

આ ફકત એકજ ફકરો ફરીથી લખીમારા રેહેમદીલ અને મઆઆલુ જરથોશતી શાહેબોની ખાતરી કરીછે. કે **ગેઓશ** બોલનો અરથ દુધનોજ થાએછે; કારણ કે ઇજશને, વંદીદાદની આરાધનાં કરતી વખતે જે દુધ ગોશપંદાનું લેઇ હીંઘોરા ઊપર મેલવામાં આવેછે તેજ દાખલા શહીત પુરાવો બશછે. એ બાબદ ઊપરથી હેવો સાર નીકલેચ કે જેઓ ગુનેહગાર હોએ અને તેઓ તે ગુનાહ જાણવા છતાં બોહોશે શરમને વાશતે ચાલુજ રાખે, કોઇબી ગુનાહ નાઘલો કે મોહટો, પણ તે વીશેનું શેવટ નહી લાવે, તેવા શખશોને વાશતે ઊપલા અવશતાનું ફરમાંન બશછે.

---

### પરગરદ ૧૫ મી.

**અવશતા**-ચેતેતા શીઉથને વરશતે ઇઆ અંગેઉશ અશઉઆઉ વેરેજીએતે ફરતે આપેતેત અનુંજીઅરેશત.

**અરથ**--જે દુનીઆંમાં ઘણા ફેલ કરે, પછે તેહેનો પશતાવો નહી કરે અને ખલકને ઠગે, પણ તેવા ગુનાહથી પાછો નહી ફરે ઇઆને પતેત કરી ફરીથી તેજ ગુનાહ પાછો કરે.

તેવો ઘણી મરગરજાંની થાએ, મરગરજાં ની ગુનાહો ઘણી રવેશેછે. • પેહલો, જે આદમી પોતાની દીનનાં ફરમાંન પરમાણે નહી ચાલે, પોતાની દીન વીશે હલકા સખુન વાપડે, બીજા ધરમની હુજ કરે. એટલે તેઓનાં રેવાજ પર માણે ચાલે. પોતાના ધરમની ખુબી બીજાઓ ને જાહેર નહી કરે, તે મરગરજાંની થાએ, બીજો એકે, પશો હોરન, વેશહોરન, અને બીજા શગને ગ રમ ખાનું આપે, તેના મોઢાંમાં છાગરા પડે, જીભ બરે, જેથી તઓ જખમી થઇને પછે મરેતો, તે વા ગુનાહ કરવાથી મરગરજાંની થાએ. તરી જો-વલી કુતરી હમેલદાર હોએ તેને મારે, અ થવા તેહની પછવાડે પોકારતો દોડે, જેથી તે કુ તરી ધબરાઇને નાહાશે, તે ખાડામાં ઇઆ કુવા માં અથવા નદીમાં, તથા તલાવમાં પડે, અને તે મરેતો, તેવા ગુનાહથી મરગરજાંના થાએ. ચોથો જે ઓરત પલીદમંદ, એટલે દસતાંનવા લી હોએ, તેની સાથે શોહબત કરે, ઇઆ તે ઓરત જાંણોબુજીને શોહબત કરાવે, એટલે બદ ફેલી કરે ઇઆ કરાવે તો તેઓ મરગરજાંની થાએ. પાંચમો ગુનાહ એજે, પોતાની ઇઆ પારકી ઓરત હમેલદાર હોએ તે ઓરતને હમે લ રેહવાબાદ માશ ૪) ને દીન ૨૦) થવા પછે તે હની ચુચીમાં દુધ બંધાએ, તીયારબાદ જો તે

શાથે શોહબત કરે અથવા કરાવે જેથી પેટમાંનુ બચચું જખમી થાએ, અથવા તે મરેતો, તેવા ગુનાહથી મરગરજાંની થાએ, બોહોતની સજાને લાએકનો. (૫૩)

**અવશતા**-ઇઓ કેનેનેમ ઉપાએતે શતાતો રતુમવા અશતાતો રતુમવા પરદાતાંમવા અપર દાતાંમવા પોથરાંમચં અહેં દદાએતે.

**અરથ**-જે એકર ઓરત શાથે મુલાકાત કરે, આપેલી ઇઆ નહી આપેલી હોએ, તેને ૫૨ જંદ આપે.

એટલે જે જેઓ પારકી ઓરત સાથે. તેપરણેલી હોએ, ઇઆ કુમારી હોએ તેની શાથે બદફેલી કરે અને તેથી હમેલ રેહે, પછે તે ઓરત બીજાઓની ધાસતીથી બીહીને પેટમાંનાં બચચાંને મારે, એટલે દવા ખાઇ અધુરે મહાને

(૫૩) હાલ ઇંગરેજી રાજમાં ઇનશાફ નીતીના કેટલાએક કાએદા શીક્ષા કરવાના આવેલાછે અને ચહડતી ઊતરતી શીક્ષા થાએછે તેજ કાએદાને મલતી ઘણી શીક્ષા આપણા આનામાચાં ધરમ પુશતકમાં ચોકશ હદમાં, ચોકશ શીક્ષાઓ આવેલીછે, જેથી ખાતીશે ખુશી થાવા અને આપણ જરથોશતીઓએ આપણા ધરમ પુશતકો વીશે ઊંચું મત બાંધી મગરૂબ રેહેવા શરખુંછે. કે ઘણા કાએદા રાજ કરતાઓ તરફથી આપણા ધરમ ઊપરથી બાંધીઆ હોએ, ઇઆ આપણા ઇરાંની રાજ કાએદા ઊપરથી નોંધો ચાલતી આવી હોએ તેમ ચોકસ થાયછે.

પાડી નાંખે અને બીજાઓથી બીહીને દસતાંન
છુપાવી અપવીતર તંનથી આતશ, પાંણી, ુર
વરો, અશો મરદ શાથે આમેજ થાએ, પવીત
ર વસતુને અપવીતર કરેતો, પેલો બદકાર મર
દ મરગરજાંની થાવા શાથે મોટી શીખશાને લા
એકનો થાએ. પેલી ઓરત પોતાનાં જેહદાંનને
ખરાબ કરે ઇઆ તેહનો બાપ ઇઆ માએ
લોકોની ધાસતીથી તેમ કરે તો, તેઓ તકશીર
વાર.થાએ, સજાને લાએકનાં થાએ. અથવા
કોઇ બીજાઓ તેવાં કાંમમાં એટલે હમેલ પાડ
વામાં શાંમેલ થાએ તો તેઓ બાદાવરશતેની તો
જશને લાએકનાં ગુનેહગાર થાએ, તેઓને શી
ખશા કરે. વલી જરથોશતને કેહેચ કે, તે બદકા
ર ઓરતને સંભાલે, નહી મારે, તે બચચાંને
દારૂ આપીને નહી મારે, જે મરદ તેને બચચું
આપીઉં હોએ, તે મરદ પોતાની જીંદગી ઇઆ
તે ઓરતની તે બચચાંની જીંદગી શુધી તેઓ
નું પાલંણ કરે. તેમ નહી કરે તો તે મરગ
રજાંન થાએ. તેહને શીક્ષા કરે. આ જગા ઊ
પર પાછી શગની બાબદ આવીછે તે લખી નથી.

---

## પરગદ ૧૬ મી.

**અવસતા-** દાતરે * ઇઅદ અહમે ન

માને ઇઆદ માજદીઅશનોએશ. નાઇમેરેકે એથ રઊઅતે દખશતુઅંતે તોહુ નુએતે નેશે હદાદ.

**અરથ**–એ દાદાર * મજદીઅશનીઓનાં ઘરમાં ઓરત દસતાંનવાલી ચેહરમંદ લોહી ભરેલી બેશે, તેણે માજદીઅશનીઓ શું કરે.

**જવાબ** દીધો હોરમજદે–સપેંતમાંન જરથોસતને, કે માજદીઅશનીઓ પોતાનાં ઘેરમાં રસતો સાફ કરે. ઘાશ, લાકડાં, ઝુરવર, બીજી પવીતર વશતુથી, તેને બેશવા હેલાએદી જગા કરે, હેવી રીતે કે તે ઓરત આતશને નહી જોએ, નહી તેહની રોશનીની નજદીક હોએ, તે આતશથી, પાંણીથી, ઝુરવરથી, ગોશપંદોથી, તરીશ કદમ દુરથી તેહની આવજાવ રાખે, અને અશો મરદથી તરણ કદમ દુર રેહે.

**પુછીઊ** કે, તે ઓરતને સું ખાનું આપે. એટલે ખવારે. શાંમે ખવારે.

**જવાબ** દીધો કે, નીચી ધાતુનું વાશણ, શીશાંનું ઇઆ લોહોડાંનું હોએ તેનાં, બે વખત આપે. એક વખત દુધનું ખાંનુ, એક વખત રોટલી, હેવું હલકું. અગર તે ઓરત તેવાં ખાનાંથી ધરાએ નહી તો તેહુને ધરાએલી કરે. નહી ઘણું, નહી ગરમ ખાંનું ખવારે. નહી ગરમ પાંણી તનને લગાડે. પાખ થાએ તાંહાં શુધી.

**પુછીઊ** જે, દશતાંનવાલી ઓરતનો આગલ બચયું જાએ, ઈઆ મરદ આગલ તથા બચયાં આગલ એક પેવંદથી હોવા પછે દશતાંન આવેતો શું કરે તેઓને.

**જવાબ** દીધો કે તે બચયાંને તથા તે મરદને પાખ કરે નેરૂંગથી, પાંણીથી.

**પુછીઊ** જે, ઓરત દશતાંનમાં કાંહાં બેશે, કેટલું શુધી દુર બેશે.

**જવાબ** દીધો જે, જાંહાં શુધી તેનો ખરાબ રોગ બંધ થાએ નહી તાંહાં શુધી હેલાએદી અને ઊંચી જગા ઊપર બેશે. પછે તેનું પાંણી બંધ થાવાથી, તે ઓરત નીરંગે તથા પાંણીએ પાખ થાએ.

**પુછીઊ** જે, દશતાંનવાલી ઓરત બરાબર પવીતરાઈ થવા વગર નાહો હોએ, અને પછે પાછું દશતાંન આવેલું તેહને માલમ પડે નહી, અને તે પવીતર વશતુ શાથે આંમેજ થાએ ગફલતી કરેતો, તેની શું તોજશછે.

**જવાબ** દીધો કે, તે ઓરતને ૨૦૦) ફતકા બાંધી મારે. પછે તે હમેશ પતેત કરી પશતાએ. ફરી તેહવી ગફલતી નહી કરે તો, તે બેહેશતી થાએ.

**અવશતા**-ઈઓનારેકાંમ ચેથરઊએતીમ દખ

